# તિલોત્તમા

લેખક :

અંબાલાલ પુરાણી

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધીરોડ : અમદાવાદ

છ આના

# અંજલિ

મારા જીવનની સર્વે પ્રવૃત્તિઓમાં, અને મારી લેખન પ્રવૃત્તિમાં ખાસ કરીને, રસ લઈ રહેલ, મારા લખાણોમાં પૂર્ણતા જોવાની જેની ઉત્કટ અભિલાષા જ તેમની કડકમાં કડક સમાલોચના કરવાને જેને પ્રેરતી, અને છતાં, જેનાં નેત્રો અને વાણીમાં ઉત્તેજન ચમકતું —એ સદ્ગત મિત્ર હરિલાલ માણેકલાલ દેસાઈના વિદેહ હસ્તમાં પરલોકમાં પણ તેમને સંતોષદાયક થાય એવી આશાથી આ લઘુ પુસ્તક અર્પણ કરું છું.

વિજયાદશમી
પોંડિચેરી

અંબાલાલ પુરાણી

# શુદ્ધિ પત્રક

| પાનું | લીટી | છે | વાંચો |
|---|---|---|---|
| ૮ | ૧૧ | વિજયી તેમની | તેમની વિજયી |
| ૧૬ | છેલ્લી | જો જો | જોજો |
| ૧૭ | ૮ | ક્રૌંચમાં | ક્રૌંચદ્વીપમાં |
| ૨૩ | ૧ અને ૧૯ | પૃથ્‌ક્કરણુ | પૃથક્કરણુ |
| ૩૮ | ૮ | ધરની | દરની |
| ૩૯ | ૨૦ | પ્રાતબિંબ | પ્રતિબિંબ |
| ૪૫ | ૬ | અનિદિષ્ટપણે | અનિર્દિષ્ટપણે |
| ૫૮ | ૩ | ઉત્તજીત | ઉત્તેજિત |
| ૬૩ | ૧૯ | માત્ર શાંત | મૉત્ર શાંત |



# તિલોત્તમા

## સુંદ-ઉપસુંદની કથા:—

(૧)

તે જમાનો પ્રગતિમાન હતો. અર્થાત્ પોતાના જમાનાને માનવ-સંસ્કૃતિના શિખર ઉપર ઉભેલો માનવાનો સનાતન ભ્રમ તે જમાનો પણ સ્વીકારતો. એવી કોઈક ભ્રમણા વિના જીવન અસહ્ય થઈ પડવાનો કેટલાકને ભય હોય છે. તે સાચું હોય કે નહિ, પરંતુ એટલું તો નક્કી છે કે કોઇ પણ યુગમાં આત્મપરીક્ષા તો વિરલ જ હોય—શું વ્યક્તિમાં કે શું પ્રજામાં. એટલે તે જમાનાનો પ્રગતિમાન હોવાનો દાવો સ્વીકારીને આગળ ચાલીશું.

તેનાં કારણો પણ છે. જો ઐહિક સુખભોગોની વિપુલતા એ સંસ્કૃતિની ઉત્તમતાનું ચિહ્ન હોય તો તે જમાનાનો દાવો રદ્દ કરી શકાય તેવો નથી લાગતો. સ્ત્રીઓની સંપૂર્ણ સ્વતંત્રતાને પ્રગતિનું

લક્ષણ ગણીએ તો તે યુગ બીજાઓથી પછાત નહતો એમ જ કહેવું પડે. વ્યક્તિસ્વાતંત્ર્યને કિંમત આંકવાના ગજ તરીકે લઇએ તો તે યુગ આદર્શયુગ જ કહેવાય. અને પ્રકૃતિનાં તત્ત્વો ઉપર માનવબુદ્ધિનો વિજય મેળવવાની બાબતમાં પણ તે જમાનો ઘણો આગળ વધેલો હતો. અલબત, આપણો જમાનો ઘણી બાબતોમાં, અને ખાસ કરીને પ્રકૃતિનાં તત્ત્વોને માનવના તાબામાં લાવવામાં, તે યુગથી વધારે આગળ વધેલો છે એ તો આપણે કયાં નથી જાણતા—કે કહેવાનું હોય?

નિકુંભ નામના બ્રાહ્મણના બે પુત્રો—સુંદ અને ઉપસુંદ—પૃથ્વી ઉપર હતા તે જમાનાની આ વાત છે. તેમનું વૃત્તાંત પુરાણોમાં મળી આવે છે. પરંતુ પુરાણો પાછળના યુગમાં લખાયલાં હોઈ આ બન્ને મહાન વ્યક્તિઓને તેમણે ભારે અન્યાય કર્યો લાગે છે. વળી, તેમના સમયની કોઇ વિશ્વાસ પડે એવી કથા છે નહિ; અને મળે એવો સંભવ અત્યારે તો દેખાતો પણ નથી. એ હકીકત પુરાણોએ આપેલાં તેમનાં જીવનવૃત્તાંતનો સર્વથા સ્વીકાર કરવામાં નડે છે. યથાશક્તિ વિવેચક શક્તિનો ઉપયોગ કરી એ બંધુયુગલની વાત હું જનસમાજ સમક્ષ મૂકવાની ધૃષ્ટતા કરું છું. તેમનો વિશેષ ભરોસાદાર ઇતિહાસ શોધાય નહિ ત્યાં સુધી જ આ ટુંકું વૃત્તાંત જનસમાજની દૃષ્ટિ સમક્ષ એ વિષયને રાખવામાં પણ ફળીભૂત થશે તો ઘણું છે.

પુરાણોનાં લખાણમાં બ્રાહ્મણોએ કેવો પક્ષપાત કરેલો છે તે આ બન્ને ભાઈઓને તેમણે "રાક્ષસો"નું ઉપનામ આપ્યું છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે. એ પ્રમાણે કરીને તેમના વિષે પ્રથમથી જ બ્રાહ્મણો વાંચનારના મનને કલુષિત કરવામાં ફતેહ મેળવી જાય છે. અને ભાવી પ્રજા સૈકાઓ સુધી તેમના અભિપ્રાયો કસોટીએ ચઢાવ્યા વગર સ્વીકારતી આવી છે. પરંતુ મને લાગે છે કે આમાં એ

બન્ને વ્યક્તિઓને ઘોર અન્યાય થાય છે. પુરાણોમાં મળી આવતાં અનેક આવાં સ્ખલનો પ્રત્યે હું વાંચનારનું ધ્યાન વારેવારે દોરીને તેને હેરાન નહિ કરૂં. અહીં એક જ દાખલો કેવળ નમૂના તરીકે આપી લઉં છું, જેથી વાંચનાર એમ ન માની બેસે કે કશાય આધાર વિના મેં આ વૃત્તાંત લખ્યું છે. એ બે ગૃહસ્થોને "રાક્ષસોનું" ભયંકર ઉપનામ આપવાનાં કારણોની તપાસ કરતાં જણાય છે કે જ્ઞાતિજનની ઉન્નતિ જોઇને થતો સ્વાભાવિક દ્વેષ-(જેને માટે આપણી માનવજાતિ આજે પણ કાંઇ ઓછી મગરૂર નથી!)-ઘણે અંશે જવાબદાર હોઈ શકે. વિરાગી કવિ ભર્તૃહરિએ ઉચ્ચારેલ **ज्ञातिश्चेदनलेन किम्**—"જ્ઞાતિ હોય ત્યાં સુધી દેવતાની શી જરૂર ?" એ વાક્યમાં પોતાના અને ઘણાં માનવોના અનુભવનો સાર અચ્છી રીતે દર્શાવ્યો છે. મારા મતના ટેકામાં એક બીજું ઉદાહરણ પણ આપું છું. બ્રાહ્મણોમાં યે ઉત્તમ કુળમાં જન્મીને અતુલ પરાક્રમ વડે સમ્રાટ રાવણે જે નામના પ્રાપ્ત કરી તેની તેના જ્ઞાતિ બંધુઓએ શી પીછાન કરી? તેમણે તેને "રાક્ષસ" કહીને કલંકિત કર્યો; અને યુદ્ધ કરવાનો ધંધો તથા શૂરવીરતા ક્ષત્રિયોનો જ ઈજારો છે એમ સ્વીકારતાં પણ તેના દ્વેષી બ્રાહ્મણો અચકાયા નહિ. તેનું કારણ જ્ઞાતિ જનના તેજ દ્વેષ સિવાય બીજું શું હોઇ શકે વારૂ? નહિ તો પુરાવાઓ ઉપરથી સિદ્ધ કરી શકાય એમ છે કે બ્રાહ્મણો જ હમેશાં ક્ષત્રિયોના કરતાં વધારે શૂરવીર હતા. ટુંકામાં "રાક્ષસ" તરીકે નામીચી થઈ ગએલી સમર્થ વ્યક્તિઓ અને જાતોમાંની ઘણી ખરી જ્ઞાતિએ બ્રાહ્મણ હતી. આ રીતે "રાક્ષસો" ઉત્પન્ન કરવાનું માન "બ્રાહ્મણો" ને શા માટે મળતું તેનું કારણ હજી સુધી મને જડયું નથી.

સુંદ અને ઉપસુંદનું જોડકું સાથે અવતર્યું હતું. પ્રકૃતિની એ વિચિત્રતા પાછળથી ઘણી જ અર્થસૂચક નીવડી. બાલ્યાવસ્થામાં તેઓ જેટલા ગંભીર અને વિચારશીલ હતા તેટલા જ બળવાન અને તોફાની પણ હતા એમ લાગે છે.

બન્ને ભાઇઓને જ્યારે યુવાવસ્થા પ્રાપ્ત થઇ ત્યારે આ દુનિયાની વ્યવસ્થાથી ( તેમના અભિપ્રાય પ્રમાણે ભારે અવ્યવસ્થા ) માનવ જાતિનાં ઘણાં માણસોને અનાદિ કાળથી થતો આવ્યો છે તેવો અસંતોષ તેમને પણ થયો. અર્થાત્ વર્તમાન સ્થિતિમાં અસંતોષ થવો એ પ્રગતિનું મૂળ લક્ષણ જાણે અજાણ્યે તેમના અનુભવમાં આવ્યું. પોતાના પિતામહ બ્રહ્માએ આ દુનિયા રૂપી મિલ્કતનો બધો વારસો તેમના વડા અને માનીતા પુત્રો દેવતાઓને, તેમના પુત્રોને અને ભક્ત થઇ રહેલા માનવોને સોંપ્યો હતો તેથી તેમના અસતોષમાં કોઇ રીતે ઘટાડો થયો નહિ. તેમને સકારણ પ્રશ્નો થતા, "આવો હડહડતો પક્ષપાત શા માટે ?" "દુનિયામાં સ્વતંત્રતા ક્યાં છે ?" "વ્યક્તિવિકાસને માટે અવકાશ ક્યાં છે ?" વગેરે વગેરે.

પોતાની જરૂરીઆતો જેમ બને તેમ વધારવાનું પ્રગતિપોષક સત્ય પણ તેમણે અમલમાં મૂકયું હોય એમ લાગે છે. તેમની જરૂરીઆતો અને તેમની પ્રાપ્તિ વચ્ચેનું અંતર ક્રમે ક્રમે અતિશય વધતું જ ગયું ! છેવટે, કોઇ પણ પ્રકારની ક્રાન્તિ કર્યા વિના કે થયા વિના માનવજાતિનો છૂટકો થવાનો નથી એવી તેમની ખાત્રી થઈ. ક્રાન્તિ "થાય" તેના કરતાં "કરવી" એ તેમને વધારે

પસંદ હતું. કારણ કે તેઓ પ્રારબ્ધવાદી ન હતા. માનવપ્રયત્નની ઉપયોગિતામાં તેમને અડગ શ્રદ્ધા હતી. તે સમયની જગતની વ્યવસ્થા સામે બંડ ઉઠાવતાં પહેલાં એકવાર પોતાના પિતામહ બ્રહ્મા પાસે જઈને તેમને વસ્તુસ્થિતિથી વાકેફ કરવાનો અને વિશ્વની પુનર્ઘટનાના પોતે તારવી કાઢેલા નવીન સિદ્ધાંતો તે વયોવૃદ્ધ વડીલને એકવાર સમજાવી જોવાનો તેમણે વિચાર કર્યો.

એક દિવસ સાયંકાલે જગતની અટપટી વ્યવસ્થા કરતાં કરતાં કંટાળી ગયલા વૃદ્ધ બ્રહ્મદેવ કોઈ વિકટ કોયડો પોતાના મનમાં ઉકેલવા માટે ઉદ્યાનમાં એકલા ફરતા હતા. સફેદ દાઢી અને સફેદ પાંપણોમાંથી અનુભવનો શ્વેત જ્ઞાનભંડાર નીતરતો હતો. એમની દૃષ્ટિમાં અખૂટ ધીરજ અને અપાર કરુણા સાથે કાંઈક ગ્લાનિની આછી છાયા ભાસતી હતી. સર્જક ભર્ગવડે કેવળ તેમનું લલાટ લખલખતું હતું.

તેવે સમયે સુંદ અને ઉપસુંદે આવીને તેમને પ્રણામ કર્યાં. ઉદ્યાનમાં ઠેકાણે ઠેકાણે ગોઠવેલા સંગેમરમરના સુખાસનોમાંના એક ઉપર બ્રહ્મદેવ બેઠા અને સામેના આસન પર બન્ને ભાઈઓને બેસવાને ઇસારો કર્યો. વિનય કરીને તેઓ ફરસબંદીના જડેલા ચોસલાંઓવાળી જમીન ઉપર બેઠા. આગમનનું કારણ પૂછતાં કાંઈક સંકોચાઈને સુંદે જણાવ્યું-" આ સૃષ્ટિની વ્યવસ્થાનો અતુલ ભાર આપને માટે અસહ્ય થઈ પડતો લાગે છે." તેમની અવસ્થાની જ ચિંતા હોય તેમ તેણે સહાનુભૂતિપૂર્વક આગળ ચલાવ્યું-" અને આપની અનુજ્ઞા હોય તો અમે આપને એ વ્યવસ્થાની ઉપાધિમાંથી મુક્ત કરવા ઇચ્છા રાખીયે છીએ."

" એનાથી રૂડું બીજું શું હોય વારૂ ? " છૂટકારાનો શ્વાસ લેતાં બ્રહ્મા બોલી ઉઠયા. " ભલે, કરોને, મને જરા આરામ મળશે."

જાણે પોતાને કોઈ છૂટા કરે તેની વાટ જોઈને બેઠા હોય તેવી રીતે તેમણે કહ્યું.

આવો સુંદર લાગ આટલો સહેલાઈથી, ન ધારેલી રીતે, મળી ગયો, એટલે સુંદે પોતાની બાજી હોશિયારીથી આગળ ચલાવી.

"પરંતુ એ વ્યવસ્થા કરવામાં બીજા કોઈની ડખલગીરી કેમ પાલવે ? સત્તા તો એકહથ્થુ હોય તો જ અસરકારક નીવડે એ તમારાથી ક્યાં અજાણ્યું છે ? એટલે ઇન્દ્ર વગેરે દેવતાઓને પણ નિવૃત્ત થવાની આપ ફરજ પાડો તો જ અમારાથી બની શકે."

"એમાં જરા મુશ્કેલી છે "–અનુભવી બ્રહ્માએ શંકાભરી દૃષ્ટિ વિદ્યુત ફેંકી જણાવ્યું. "પરંતુ તમે બન્ને જણા બધો ય ભાર લેતા હો તો હું દેવતાઓને નિવૃત્ત કરીશ"–બધો ય-શબ્દ ઉપરભાર મૂકીને તેઓ શાંત રહ્યા.

સુંદ અને ઉપસુંદ તો ઘણા ખુશી થયા. તેમણે કરવા ધારેલ ક્રાન્તિ આટલી બધી સરળતાથી પાર પડી તે માટે પોતાનામાં કાંઈ ખાસ અલૌકિક ગુણની વિશેષતા તેમણે જોઈ.

એટલામાં જરા ચેતવણી આપતા સુરે બ્રહ્માએ તેમને કહ્યું, "જુઓ હું વિચારું છું તે એ છે કે આગળ પણ તમારી પેઠે બે ત્રણ વાર કેટલાક માનવોએ એવા પ્રયોગ કરી જોયા હતા, પરંતુ પરિણામ બહુ આશાજનક આવેલું નથી. તેથી જ આ કામ ઉપાડતાં પહેલાં હું વિચાર કરવાની તમને સલાહ "—

"નારે–ના ! એવી તસ્દી લેવાની શી જરૂર ?" વચમાં જ સુંદ બોલી ઉઠયો.

"અમે બધો વિચાર કરીને જ આવ્યા છીએ "- ઉપસુંદે ઉમેર્યું "આખી દુનિયામાં વ્યવસ્થાસ્થાપન કરવાની જવાબદારી શું અમે એમને એમ ઉઠાવતા હોઈશું ?"

"અમારી જવાબદારીનું અમને નમ્ર પરંતુ તીવ્ર ભાન છે એ વાત ઉપર હું આપનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું"—સુંદે કહ્યું—"અમારી કાર્યપદ્ધતિ અમે ક્યારની નક્કી કરી છે. પરંતુ આપની અને અમારી વ્યવસ્થાપદ્ધતિમાં એવો તો મૌલિક ભેદ રહેલો છે કે તે આપને સમજાવવો સ્હેલો નથી. વળી, વ્યવહારમાં અમારી પદ્ધતિને સફળ કર્યાં પહેલાં તેની ઉત્તમત્તાનાં બણગાં ફૂંકવાં નકામાં છે. જ્યારે અમારૂં કાર્ય આપ પ્રત્યક્ષ જોશો."—

તેને આગળ બોલતો અટકાવીને બ્રહ્માએ કહ્યું–"વારૂ, ઠીક, જાઓ ત્યારે તમને ફાવે તે પ્રમાણે આજથી વ્યવસ્થા કરો. હું અને દેવતાઓ જરા આરામ લઈશું." એમ કહી તેમણે પગ લાંબા કર્યા.

"અરે, આપને ફરીથી એ વિકટ કામ લેવું જ નહિ પડે એવી અમારી તો અપૂર્વ અને પૂર્ણ શ્રદ્ધા છે." ઉપસુંદે કહ્યું—"પણ એક બે બાબતો બાકી રહે છે." ચકોર સુંદે યાદ કરીને કહ્યું—"જુઓને, અમારા પ્રયત્નોમાં અમને એક બે મુશ્કેલીઓ શરૂઆતમાં નડે એ બનવાજોગ છે. સૌથી પ્રથમ તો પ્રગતિનો વિરોધ કરનરા માનવો નડવાના અને બીજું મૃત્યુ. અમારો પ્રયોગ પૂરેપૂરો અજમાવવાની તક મળે માટે આ બે વિઘ્નોમાંથી આપે રક્ષણ આપવું ઘટે છે."

ચતુર બ્રહ્મદેવ તેનું અર્ધવાક્ય ક્યારનું એ સમજી ગયા હતા. તેમણે આંખો મીંચી સ્મિત કરી ડોકું જરા હલાવીને પૂછ્યું "વારૂ બેટાઓ! શસ્ત્રબળમાં તમારો કોઈ સફળ વિરોધ નહિ કરી શકે; અને અન્ય કોઈથી તમને મૃત્યુ પ્રાપ્ત નહિ થાય. થયું એટલું જ જોઈતું હતું ને?" સુંદ અને ઉપસુંદ સાથે બોલી ઉઠ્યા "બીજું શું જોઈએ? "મહાન ઉપકાર થયો"—કહી પ્રણામ કરી ચાલી નીકળ્યા.

સુંદ અને ઉપસુંદે આખી દુનિયાની વ્યવસ્થા પોતાને માથે લીધી. પરંતુ આપણી મૂર્ખી માનવજાતિ એમ્જી જ પોતાનું કલ્યાણ સમજે છે? પોતાનો ઉદ્ધાર કરવાનો દાવો અને પ્રયત્ન કરનારાઓને બને તો તે મારી નાંખે છે,–કંઈ નહિ તો છેવટે તેમનો વિરોધ તો કરે જ કરે. સુંદ અને ઉપસુંદની બાબતમાં પણ એમ જ બન્યું. અને તેટલા જ માટે તેમણે આગળથી બ્રહ્માનું સિદ્ધ વચન લઈ રાખ્યું હતું.

જંબુદ્વીપમાં આવેલ ભરતખંડને પોતાનું કેન્દ્ર બનાવી પૂર્વ પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ-ચારે દિશાઓમાં, પોતાની વિજયી સેનાઓ તેમણે મોકલી. જ્યાં જ્યાં ભૂમિનો અંત આવ્યો ત્યાં જ તે સેના અટકી; બ્રહ્માવર્તમાં રહ્યા સહ્યા દેવતાઓ હતા તેઓ પણ વિજયીતેમની સેના આગળ પલાયન કરી ગયા!

પછી બાકી રહ્યા સપ્તદ્વીપો. પ્રચંડ જહાજોમાં બળવાન સૈન્ય લઈને તેમણે અગાધ સમુદ્રો ખેડયા. ક્રમેક્રમે પ્લક્ષ, શાલ્મલિ, કુશ, ક્રૌંચ, શાક અને છેવટે પુષ્કરના દ્વીપો,–છેક પાતાળ સુધીનો પ્રદેશ,– તેમના તાબામાં આવ્યો. નવખંડ પૃથ્વી, પાતાળ લોક અને સપ્તદ્વીપના ઉપર તેમની આણ વર્તી.

પરંતુ આ મહાન દિગ્વિજય તેમણે કેવળ હથિયારના જ બળવડે પ્રાપ્ત કર્યો હતો એમ માની લેવું વ્યાજબી નહિ ગણાય. અલબત્ત, જ્યાં જ્યાં સશસ્ત્ર વિરોધ થતો ત્યાં ત્યાં યુદ્ધ વિના બીજો માર્ગ હજી સુધી માનવજાતિએ શોધી કાઢયો ન હોવાથી તેનું જ અનુસરણ થતું. પરંતુ બંને ભાઈઓ જગતવ્યવસ્થાના નવા

સિદ્ધાંતોવડે માનવોને પોતાના મતના કરવા તરફ વધારે લક્ષ આપતા. જો પોતાની વ્યવસ્થાને સ્થાયી કરવી હોય તો કેવળ શસ્ત્રના બળવડે તેવું પરિણામ કદી ન લાવી શકાય એ મહાન સત્ય તેઓ જાણતા હતા. અને તેથી જ, આજે માનવજાતિના નેતાઓ કરે છે તેમ, તેઓ માનવના માનસમાં પરિવર્તન કરવાનો જ્યાં બને ત્યાં જેટલો બને તેટલો પ્રયત્ન કરતા.

જ્યારે તેમની સત્તા નિરંકુશ થઈ ત્યારે તેમણે પૃથ્વી સમસ્તમાં એક પ્રભાવશાલી સંદેશો પાઠવ્યો. તેમાં પ્રથમ તો બ્રહ્મા તથા દેવતાઓની સત્તાને પરિણામે ઉત્પન્ન થયેલાં અનેક અનિષ્ટોની નોંધ કરી હતી. પોતે દુનિયાના વહીવટનો કુલ અખત્યાર લીધેલો હોવાથી જૂના અને માનીતા, પરંતુ પદભ્રષ્ટ થયેલા, દેવોમાં કે તેમણે સ્થાપેલા જગતવ્યવસ્થાના સિદ્ધાંતોમાં શ્રદ્ધા રાખવાની જરૂર નથી—એ સ્પષ્ટ જણાવવામાં આવ્યું હતું. "પરમેશ્વરમાં વિશ્વાસ રાખવા જતાં માનવે પોતાનામાં વિશ્વાસ ગુમાવ્યો છે." "ધર્મ એ ધતીંગ છે."—"માનસિક ગુલામીનો અને અનેક જીવલેણ વહેમોનો તેને લીધે પ્રચાર થાય છે. ઉચ્ચ આદર્શો સ્વપ્ન જેવા મોહક પરંતુ તેના જ જેવા અશક્ય હોય છે. અવાસ્તવિકતાની એવી પૂજા કરીને માનવજાતિએ અત્યારસુધી ઘણું સહન કરેલું છે.—માટે તેનો ત્યાગ કરો. પવિત્ર ભાવનાઓનું સેવન કરવું એ નિર્બળતાની નિશાની છે કારણ કે બળવાન હોય છે તેઓ પવિત્ર અપવિત્રની પરવા કરતા નથી: તેમનાથી પર થાય છે. સૌંદર્યની પૂજા કેવળ નિરુપયોગી છે તેનો ત્યાગ કરવાથી અનેક લાભો થશે" વગેરે વગેરે.

છેવટે હતું—'પ્રકૃતિને જીતો, તેનાં સર્વ બળોનો ઉપયોગ અને ઉપભોગ કરો. અર્થ પ્રાપ્ત કરો—તેની પૂજા કરો—જીવનમાં ઇચ્છાઓને સંતોષો."

"નવો યુગ" આરંભાયો છે એવી પણ તેમણે સ્પષ્ટ જાહેરાત કરીને પંચાંગની ગણતરીમાં "સત્યયુગ"નો શક આરંભ્યો. જગતની સઘળી જવાબદારી માનવે પોતાના હાથમાં લીધી; અને સુંદ–ઉપસુંદ એ નવીન યુગના સ્રષ્ટા તરીકે દુનિયાનું સૂત્ર પોતાના હાથમાં રાખી રહ્યા.

પ્રથમ નવા લાગતા એમના વિચારો ધીમેધીમે માનવજાતિ સ્વીકારતી ગઈ; વિજય જેમ જેમ પ્રાપ્ત થતો ગયો તેમ તેમ તેમના વિચારો પણ સ્વાભાવિક રીતે જ સ્વીકારાતા ગયા. કેટલાકે એમને પુછેલું ખરૂં કે, "તમે આ દુનિયા ઉત્પન્ન નથી કરી તો પછી તેની વ્યવસ્થા કરવાની જવાબદારી તમારી કેવી રીતે?" કોઈ કોઈએ એમ પણ પુછેલું કે, "માનવ જ જો પૃથ્વીનું મધ્યબિંદુ હોય તો પૃથ્વી સૂર્યની આસપાસ શા માટે ફરે છે? અને માનવનું કેન્દ્ર તેના પોતાનામાં જ હોય તો અન્યને ખાતર ભોગ આપી પોતાનું મધ્યબિંદુ તે બ્હાર શા માટે શોધે છે?" એવાઓનો આગ્રહ બહુ વર્ષો ટકયો નહિ. પ્રત્યક્ષ વિજય આગળ દલીલો શા કામની? પચાસેક વર્ષમાં તો અદૃશ્ય દેવોમાં કે પરમેશ્વરમાં માન્યતા રાખવી એ ગુન્હો ગણાવા લાગ્યો. દેવતાઓમાં શ્રદ્ધા રાખનારા માણસો રાજદ્રોહી ગણાવા લાગ્યા. કારણ કે સુંદ અને ઉપસુંદે વારંવાર જણાવેલું કે તેમણે પ્રાપ્ત કરેલો વિજય–પ્રત્યેક મહાન વિજેતા કહેતો આવ્યો છે તે પ્રમાણે–તેમને પોતાને ખાતર હતો જ નહિ. અનંત દુઃખોના ડુંગરા નીચે કચરાઈ ગયેલી બિચારી દુનિયાને મુક્ત કરવા માટે જ તેમણે આટલા બધા આત્મભોગો આપીને વિજય અને સત્તા પ્રાપ્ત કર્યા હતાં. પોતાનું હિત ન સમજનાર બાળકને જેમ તેનાં શુભેચ્છક વડીલો બળજોરીથી ઔષધ પાય છે તેવી રીતે એ સર્વે મિથ્યા ભ્રમણાઓમાંથી માનવજાતિને મુક્ત કરવામાં સત્તા વાપરવી તેમને સાર્થક લાગતી. વળી થોડાંક વર્ષો ગયા પછી

તેમણે એમ પણ સમજાવેલું કે બ્રહ્મા, વિષ્ણુ, વગેરેની સત્તાનો મનથી સ્વીકાર કરવો તે સુંદ ઉપસુંદની સત્તાના ઇન્કાર બરાબર જ ગણાય.

આ નવા માનસિક પરિવર્તનનાં પરિણામો ઘણાં જ દૂરગામી નીવડયાં. પૂજા, યજ્ઞયાગાદિ કરવાની બ્રાહ્મણોને રાજ્ય તરફથી મના થઇ; ભૂદેવોનો મોટો ભાગ તેથી ગભરાયો નહિ. શાસ્ત્રોનું અધ્યયન અને પ્રચાર બંધ થતાં આખી માનવજાતિને સદાને માટે ઉપયોગી પાઠશાસ્ત્રનો તેમણે ખાસ અનુભવસિદ્ધ અભ્યાસ કરી તે શાસ્ત્ર લગભગ પોતાનું બનાવી દીધું; જગતમાં તેઓ યથેચ્છ વિચરવા લાગ્યા. કેટલાકે સુંદ ઉપસુંદને શાપ આપ્યા પરંતુ તેની કશી અસર તેમના ઉપર થઇ નહિ! સર્વે મંદિરોને તોડીને જમીનદોસ્ત કરવામાં આવ્યાં, પાઠશાલાઓ બંધ થઇ.

થોડાક બ્રાહ્મણો રાજસત્તાના નવીન વિચારોનો આગ્રહપૂર્વક પ્રચાર કરવામાં અને તેમનું નવું શાસ્ત્ર રચીને દુનિયાનો ઉદ્ધાર કરવાની તજવીજમાં પડયા. રાજ્ય તરફથી તેમને સર્વે પ્રકારનો આશ્રય મળતો એ કહેવાની જરૂર નથી. જેઓ બહુ આગ્રહી હતા તેઓ જંગલમાં ચાલ્યા ગયા એમ કહેવાય છે. ત્યાં તેમનું શું થયું તે વિષે કશી માહિતી નથી. બનવા જોગ છે કે સુંદ ઉપસુંદે તેમનો શિકાર કર્યો હોય,–યા તો વ્યાઘ્રાદિ હિંસક પ્રાણીઓએ તેમનું ભક્ષણ કર્યું હોય, અથવા તો તપ કરીને સૂર્યને પૃથ્વી ઉપર તેમણે આણ્યો હોય. ડાહ્યા હતા તે બ્રાહ્મણોએ મૌનસેવન કરવું શરૂ કર્યું એમના મૌનથી રાજસત્તા તથા લોક બન્ને અકળાતાં. કહે છે કે સત્યાગ્રહનું તત્ત્વ બીજ રૂપે એમાં રહ્યું હતું!

ક્ષત્રિય વર્ગને ખાસ કંઇ કરવાનું રહ્યું નહિ, કારણ કે પૃથ્વી ઉપરાંત જીતવાનો પ્રદેશ, કમનસીબે, મળી શકે તેમ નથી, અને તે

સમસ્ત જીતાઈ ગઇ હતી. પીડિતોને બચાવવાનું રહ્યું નહતું કારણ કે તેમનો ઉદ્ધાર સુંદ અને ઉપસુંદે પોતાને માથે લીધો હતો. ગૌબ્રાહ્મણોનું પ્રતિપાલન તો રાજ્યના ગુન્હામાં ગણાય! મોટે ભાગે તેઓ નવી રાજસત્તામાં અમલદારો, મુત્સદ્દીઓ અને સેનાના નાયકો અને સરદારો તરીકે કાયમ રહ્યા.

તે યુગ વાણિજ્યમાં ખાસ વધારે ખીલ્યો હતો. પ્રાચીન કાળમાં તે જાહોજલાલી આજની પ્રજાઓના જેવીજ ગણાય. દુનિયાભરમાં એક રાજતંત્ર સ્થાપન થવાને લીધે રાજ્યરાજ્યોનાં યુદ્ધો બંધ પડીને સર્વત્ર શાંતિ સ્થાપન થઇ હતી. દ્વીપો અને ભૂમિખંડો વચ્ચે જહાજો વડે બહોળો વ્યાપાર જામ્યો અને ક્રમે ક્રમે વધતો ગયો. ગરમ પ્રદેશમાં થતા પદાર્થો થંડા મુલકમાં અને ઠંડા મુલકના પદાર્થો ઉષ્ણ પ્રદેશમાં પહોંચવા લાગ્યા અને અદ્દભુત લાગે એવાં સાહસો ખેડાયાં.

રાજ્ય તરફથી દાન કરવાની સખ્ત મના હતી. તેમાં પોતાનું લક્ષ્મીગૌરવ પ્રકાશ કરવાની ખોટીવૃત્તિ રહેલી જ છે; પરંતુ મોટી ભયંકર બાબત તો એ ગણાતી કે દાન કરવું એ દાન લેનારના આત્માને સદાને માટે હલકી સ્થિતિમાં રાખવાનું સાધન છે. વળી જે માનવ પોતાનો નિર્વાહ પોતે ન મેળવી શકે તે-તે પણ સુંદ અને ઉપસુંદની સુંદર રાજ્ય અને જીવનવ્યવસ્થામાં-જીવવાને પણ યોગ્ય છે એમ શા માટે માનવું? દાન કરવાથી આળસને પોષણ મળે છે એ પણ તેની વિરુદ્ધની વાત હતી. વ્યાપાર કરનારાઓ પાસે અઢળક લક્ષ્મી ભેગી થતી. તેઓ પ્રગતિશીલ હોવાથી તેને અટકાવવાનો વિચાર કરતા નહિ. તેમની પ્રવૃત્તિનો હેતુ માનવજાતિની અગવડો દૂર કરી નવી સગવડો પેદા કરવાનો તથા પૂરી પાડવાનો હતો. તેમના હાથમાં દ્રવ્યનો મોટો સંચય થઇ જતો તેને તેઓ અનિવાર્ય અકસ્માત

તરીકે જ ગણુતા. તેમને રાજ્યની ઓથ હતી; તેઓ રાજ્યના સ્તંભ હતા.

શૂદ્ર વર્ગ તે સમયે નહાનો હતો છતાં તે વખતની વસ્તીના પ્રમાણુમાં તેઓની સંખ્યા મોટા પ્રમાણુમાં હતી. સુંદ અને ઉપસુંદના હાથમાં રાજ્ય આવ્યા પછી તેઓને કહેવામાં આવ્યું હતું કે "આજથી તમે સ્વતંત્ર થયા છો. તમારે ખાતર જ સુંદ અને ઉપસુંદ આટઆટલી મહેનત કરી બ્રહ્મદેવ પાસેથી વિશ્વની વ્યવસ્થા લઈ આવ્યા છે"–વગેરે વગેરે. પરમેશ્વરના અને પરલોકના ભયથી તે વર્ગ મુક્ત થયો હોઇ આ લોકના સુખવિલાસો ભોગવતો થયો હતો.

સ્ત્રીઓને તો સંપૂર્ણ છૂટ હતી. ઇચ્છાવર, સ્વયંવર, ગાંધર્વ વગેરે બધી મળીને સોળ જાતની લગ્ન પદ્ધતિઓ પ્રચલિત હતી! તેમાં "ગાંધર્વ" રીતિ વધારે પ્રચલિત હતી એમ માનવાને કારણુ મળે છે. તે રીતમાં સાહસ, કુતૂહલ, ઉશ્કેરણી–વગેરે અનેક ભાવો લગ્નની પ્રાથમિક વાસના જોડે ભળે છે એટલું જ નહિં, પરંતુ છૂપા કાર્યમાં પડતો એક પ્રકારનો આનંદ પણુ તેમાં રહેલો હતો. વળી, અનેક પ્રયોગોને તેમાં સ્થાન હોઈ વિશાળ અનુભવ મળવાની એમાં તક મળી શકતી તેથી પણુ કદાચ ગાંધર્વ વિવાહ વધારે પ્રચાર પામ્યો હોય એ બનવા જોગ છે.

ધીમે ધીમે નીતિ અનીતિનું ધોરણુ સફળતા બની "માનવ ઉત્તમોત્તમ પ્રાણી છે અને સંપૂર્ણ છે"— અને વળી, "તે સ્વતંત્ર છે"– એ માન્યતા ઉપર આખી વ્યવસ્થા રચાઇ હતી. "મારે તેની તલવાર યા ને બળીયાના બે ભાગ"–એ કહેવત પ્રમાણે જીવનમાં સર્વત્ર સંગ્રામ જામી રહ્યો. ગરીબાઇ ભયંકર ગુન્હો ગણાતી થઈ. પ્રત્યેક ક્ષેત્રમાં સ્પર્ધા શરૂ થઇ. પરીણામે પ્રત્યેક દિશામાં અદ્દભુત પ્રગતિ થઇ! માનવજીવનને સુખી કરવાનાં સાધનો વધ્યાં. ફરીને

"માનવને" પૃથ્વીના "ચક્રવર્તી" તરીકે સ્થાપન કરવાનો પ્રયત્ન થયો.

"ફરીને" કહ્યું કારણ કે આગળ 'રાવણે' કામનાને અને અહંતાને વિશ્વવ્યવસ્થાના મધ્યબિંદુ તરીકે સ્થાપન કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો હતો. તેણે વ્યવસ્થિતપણે સૃષ્ટિની રચના એ બે મૌલિક સિદ્ધાંતો ઉપર આરંભીને દેવતાઓને કેદ કરી પોતાના કાર્યમાં તેમને સેવકો બનાવી મૂકયા હતા એમ કહેવાય છે. પરંતુ અહંતાની પૂજા અને કામનાના સંતોષ ઉપર રચાયલી વિશ્વવ્યવસ્થા સ્થિર થાય તે પહેલાં રામના પ્રતિપક્ષે તેનો વિધ્વંસ કર્યો; એક મહાન પ્રયોગ નિષ્ફળ ગયો.

ત્યારપછી હિરણ્યકશિપુએ રૂદ્રતા પ્રગટાવી ત્રાસ, ભય અને પશુ બળના પાયા ઉપર અહંતાનું સામ્રાજ્ય પ્રગટાવ્યું ! તેમાંયે કંઇક ભૂલ રહી ગઇ. પરિણામે "નૃસિંહ" નામના અર્ધપશુ અને અર્ધમાનવીએ તેનો વિનાશ કર્યો.

પરંતુ સુંદ અને ઉપસુંદને ઉપલી બે નિષ્ફળતાઓની ખબર હતી અને તેઓ એ બે પ્રયોગોના પાઠ બરાબર શીખ્યા હતા.

આ પ્રમાણે સૈકાઓ સુધી દુનિયાની વ્યવસ્થા ચાલી.

હિંદીમહાસાગરમાં બે જહાજો અકસ્માત ભેગાં થઇ ગયાં છે. શાંત હવામાં આરામથી તરતાં તે બે જહાજો હંસની જોડ જેવાં સુંદર લાગતાં, કારણ કે જહાજોનો આગલો ભાગ હંસની મરોડદાર ડોકી પેઠે કોતરી કાઢેલો હોઈ હંસની ચાંચ તથા આંખ પણ રંગ વડે દર્શાવી હતી એટલું જ નહિ, પરંતુ પાછલો ભાગ હંસનાં સુંવાળાં પીછાંના કલાપ જેવો બનાવેલો હોઇ તેનો આકાર અને રંગ બન્ને જોનારને ભૂલાવામાં નાંખે તેવાં હતાં.

જહાજની વચ્ચેનો ભાગ ગોળાકારમાં સમુદ્રની સપાટી ઉપર આવતો અને તેનું અડધું ઉંડાણ પાટીયાં વડે જડી દઇ સપાટ બનાવેલું હતું અને એ સપાટી પર સુંદર રંગીન થાંભલીઓને ટેકે ત્રણ ઘુમટના જેવા ગોળાકાર શિખરો આવી રહ્યાં હતાં. બાજુમાં બે નહાનાં અને વચલું તેમનાથી બમણા કદનું હતું. એટલે પીઠ ઉપર મંદિર લઇને તરતા હંસની જોડી જેવાં તે બન્ને દેખાતાં. હાલના બ્રહ્મદેશના રાજ્યનાં વહાણો તેમનો કંઇક ખ્યાલ આપી શકે એમ લાગે છે.

સાહસિક વ્યાપારીઓ વિના સમુદ્રની મુસાફરી આજના કરતાં તે સમયે ઘણાજ ઓછા માણસો કરતાં. લશ્કર લઇ જવા માટે તે રાજ્યો તેમનાં પોતાનાં પ્રચંડ જહાજો રાખતા. તે સમયની ભૂગોળમાં આપણી પૃથ્વી આજની પેઠે ચારખંડ અને અનેક દ્વીપોને ઠેકાણે સપ્તદ્વીપ અને નવખંડમાં વહેંચાયલી હતી. વળી પૃથ્વી સુમેરુનામના સુવર્ણ ગિરિની આજુબાજુ પરિભ્રમણ કરી

રહી છે એવી પણ માન્યતા તે સમયે હતી. દ્વીપ અને ખંડની વિગતો બાદ કરતાં આજની પૃથ્વી પણ સુવર્ણગિરિની કે કાંકરાઓની આજુબાજુ જોસભેર ઘૂમી રહી છે એવું ઘણાંએ અનુભવ્યું છે.

"ત્યારે શું સૌન્દર્યની શોધ કરવા માટે જ તમે આટલી લાંબી સફરનું સાહસ ખેડયું?" જહાજમાં આશ્ચર્યથી ભમર અને નેત્રોને ઉચાં કરી એક યુવકે યુવતીને પુછયું.

"હા, તેટલાજ માટે"–ટુંકો અને મુદ્દાસર ઉત્તર મળ્યો. "હું પણ તમારા ક્રૌંચ દ્વીપ સિવાય સઘળે પ્રવાસ કરી ચૂકયો છું. હવે ત્યાં જવાનું અનેક કારણોને લીધે બની શકે તેમ નથી. પરંતુ ક્રૌંચ દ્વીપ વિષે સાંભળેલી કેટલીક વાત મારે તમને પુછવી છે."

"બેલાશક પુછો"

"વાત એમ છે કે સુંદ અને ઉપસુંદની સત્તાથી અસંતુષ્ટ કેટલાક દેવભકતો, સૌંદર્યના ઉપાસકો, અને ભાવનાજીવી માનવો વગેરેનું એક પંચ બ્રહ્મદેવની મુલાકાત લઈ ક્ષુદ્ર માનવના ઉપર ગુજરતી આફત રજુ કરી દાદ માગવા ગયું હતું. પરંતુ ચિત્રગુપ્તે બ્રહ્મદેવ "આરામ લે છે"–એમ કહી તેમને મળવાની અશકયતા જણાવી ત્યારે તેઓ ઘણાજ દીલગીર થઈ ગયા. વળી નિરાશામાં તેઓ પાછા ફરતા હતા ત્યારે ચિત્રગુપ્તે તેમને બ્રહ્મદેવે છેલ્લી ચિઠ્ઠી મૂકી હતી તે પણ વાંચી સંભળાવી.

"સુરો કે અસુરો, પુણ્યશાળી કે પાપી, ગમે તે હો, પરંતુ મારે મન તો સર્વે મારાં બાળક. આજે અસુરોએ શક્તિ પ્રાપ્ત કરી છે; તેમણે તપ કરીને તે મેળવી છે. જેમને શક્તિ જોઇતી હોય તેમણે તપ કરવું–તપ એ જ બ્રહ્મ છે. તેમને પણ શક્તિ મળશે–તપથી સર્વ ઇષ્ટની સિદ્ધિ પ્રાપ્ત થાય છે." એમાંથી તમારે લાભનું હોય તે વિચારી જો જો–ચિત્રગુપ્તે ઉમેર્યું.

આ સંદેશાથી તો તેઓ ઉલટા વધારે નિરાશ થયા, કારણુ કે સુંદ–ઉપસુંદની સરહદમાં તપ કરવું એ તો ભયંકર ગુન્હો ગણાતો. તપ કરનારા બ્રાહ્મણોનો ધ્વંસ કર્યા પછી કોઇ પણ છાનું છપનું તપ કરે તો તેવા ગુન્હેગારોને પકડવા માટે તેઓ બારીક તપાસ રાખતા હતા. એ ગુન્હો કરનારાઓને દેહાંત દંડની સજા કરવામાં આવતી. નિરાશ થયેલા તેઓમાંથી કેટલાક ક્રૌંચદ્વીપમાં ગયા. તેમાંના એકને નારદઋષિ સાથે મિત્રાચારી હતી. ફરતા ફરતા જ્યારે નારદ ક્રૌંચમાં આવ્યા અને પોતાના મિત્રને મળ્યા ત્યારે તેણે બ્રહ્મદેવને ત્યાં ગયેલ પંચ વિષે તથા ચિત્રગુપ્તે વંચાવેલ ચિઠ્ઠી વિષે બધી વાત અથ ઇતિ કહી સંભળાવી તેણે ઉમેર્યું, "તપ તો છે સ્તો. પરંતુ કરવું કેટલું મુશ્કેલ છે? કોઈ સહેલો રસ્તો ન બતાવો!"–ચતુર નારદ ઋષિએ દુનિયાનાં અનેક દુઃખો પર દયા કરીને તથા પોતાના મિત્રની મુશ્કેલી જોઇને રસ્તો બતાવ્યો, તેમણે કહ્યુ, "તમે બધા નિખિલ રસામૃતસિંધુ ભગવાનના સૌંદર્યની ઉપાસના આરંભો તો તમારો મનોરથ ફળવાનો સંભવ છે. પૂર્વે સમુદ્રમંથન કરીને દેવતાઓએ અમૃતનો કુંભ ગુમાવ્યો ત્યારે મોહિની રૂપે પ્રગટ થઇને ભગવાને પાછો તે દેવતાઓને અપાવ્યો હતો. એટલે મારો અભિપ્રાય માનો તો ભગવાનની પ્રાર્થના કરો જેથી જગતમાં દિવ્ય સૌન્દર્ય મૂર્તિમંત થાય"

"હા, એ વાત સાચી છે," પેલી યુવતીએ વાર્તા શરૂ કરતાં જણાવ્યું કારણ કે નારદઋષિએ પોતાના મિત્રને સૌંદર્યના અવતરણ થવા વિષે જે નિશાનીઓ આપી હતી તે પાછળથી સાચી પડી હતી."–

"શી નિશાનીઓ?" યુવકે પુછ્યું.

અમારા ક્રૌંચદ્વીપમાં તેના નામ પ્રમાણે ક્રૌંચ પક્ષીઓ અને બીજાં પણ અનેક પંખીઓ સાયંકાળે અને કેટલાંક મધ્યાન્હે

આવીને ઉતરે છે–કોણ જાણે કયાંથી. અમારા દ્વીપમાં તેમાંનાં ઘણાં ખરાં વિશ્રામ કરે છે; તેમની પ્રણયલીલા પણ લાજ કરતાં લાગે છે. શી લીલા ? માનવને ય ઘડીભર મુગ્ધ કરી મૂકે ! અને પછી દરરોજ સવારે અગમ્ય સમુદ્ર ઉપરના વધારે અગમ્ય આકાશમાં ઉડીને અલોપ થઇ જતી ક્રૌંચપંક્તિઓ બાલ્યાવસ્થાથી મને કોઇ અગમ્ય છતાં સુંદર અને આકર્ષક જીવનની સૂચના કરતી. મને થતું, " ભાવી જીવનમાં મારે પણ આમ કોઇ અગમ્ય પ્રદેશ પ્રત્યે ઉડવાનું હોય તો કેવું સારૂં ! "

તેના ઉલ્લાસભર્યા તેજસ્વી નયને તે આકાશપ્રત્યે સ્થિર દૃષ્ટિ કરીને જોઇ રહી. થોડી વારે આપોઆપ સંજ્ઞા પ્રાપ્ત કરી તેણે કહ્યું—

" નારદઋષિના મિત્રે તેમને પૂછ્યું હતું કે સૌન્દર્યની એ મૂર્તિ પ્રગટ થઇ તેની નિશાની શી ? અને તેનો આ દુનિયામાં વિજય કયારે અને કેવી રીતે થશે ? " તેના ઉત્તરમાં નારદજીએ થોડો વખત નેત્રો મીંચીને ઉત્તર આપ્યો હતોઃ—" અહીં જે અસંખ્ય ક્રૌંચપક્ષીઓ આવે છે તેમાં એક સુવર્ણનું યુગલ આવશે. તમારા દ્વીપમાંથી જે તેને પ્રથમ જુએ તેનામાં એ સૌન્દર્ય પ્રગટ થશે ! એ સુવર્ણ ક્રૌંચ યુગલ જે દિશામાં ઉડે તે દિશામાં તે વ્યક્તિ પ્રયાણ કરશે તો તેનું સર્વ કાર્ય સફળ થશે."

" પછી, કોઇએ તેવું સુવર્ણ યુગલ જોયું ખરૂં ? " અત્યંત આતુરતાથી યુવકે પ્રશ્ન કર્યો. " હા–હા જોયું અને તે પણ મેં પોતે ! "–સુંદરીએ ઉત્તર આપ્યો. યુવક આશ્ચર્યમુગ્ધ દૃષ્ટિ વડે તેના પ્રત્યે જોઇ રહ્યો.

સુંદરીએ કહ્યું "તે વૃદ્ધે તો રોજ જોઇ જોઇને આંખો ખરાબ કરી;

ક્રૌંચ દ્વીપમાં ઘણા રહેવાસીઓ પણ રોજ તેને જોવાનો પ્રયત્ન કરતા હતા. છેવટે એક દિવસ સમુદ્રતીરે સાયંકાળે રમતાં રમતાં મેં એક સુંદર સુવર્ણ રંગના ક્રૌંચ યુગલને જોયું અને હું તે બધાને બતાવવા લાગી. સર્વે આશ્ચર્ય ચકિત થયા. પેલા વૃદ્ધ પુરુષને ખબર પડી ત્યારે તેણે આવીને મારે માથે હાથ મૂકયો. મેં જ્યારે તેના પ્રત્યે જોયું ત્યારે તેના નેત્રોમાંથી અશ્રુધારા વહેતી હતી. તેણે મને બહુ લાડ કર્યાં, અને નારદ ઋષિની બધી વાત કહી સંભળાવી અને એ પંખી ઉડે તે દિશામાં પ્રયાણ કરવાને તેણે મને કહ્યું. મારા ધનવાન માતાપિતાની સંમતિ લઈ હું મુસાફરીએ નીકળી પડી. કોઇ અજ્ઞાત પ્રદેશ પ્રત્યે ઉડવાની મારી બાલ્યાવસ્થાની ઇચ્છા ફળી. અને તમારૂં જહાજ અમને મળ્યું તે દિવસની આગલી સાંજ સુધી રોજ સાયંકાળે હું એ ક્રૌંચ યુગલને અમુક દિશા પ્રત્યે ઉડતાં જોતી અને તેમની સુવર્ણમય પાંખો વડે હું તેમને દૃષ્ટિમર્યાદા ઉપર પણ ઓળખી કહાડતી અને તેમની દિશા ભણી જહાજને હંકારાવતી. છેલ્લી તેમની દિશા જંબુદ્વીપ તરફ હતી એટલે હું જંબુદ્વીપ જાઉં છું."

"તમારૂં નામ?"—યુવકે આતુરતાથી, અને છતાં કાંઇક ક્ષોભ અને શરમાળપણાનું મિશ્રણ કરીને પૂછયું,

"તિલોત્તમા"—

"સૌંદર્ય પ્રગટ થવા વિષેની નારદ ઋષિની ભવિષ્યવાણી ખોટી પડી નથી" એવા પ્રશંસાભર્યા ભાવે તે યુવક તિલોત્તમા પ્રત્યે જોઇ રહ્યો. તેની કથા સાંભળ્યા પૂર્વે તેને જોતાં જ યુવકના મનમાં થયેલું "તે વિશ્વસંરક્ષક સૌંદર્યમૂર્તિ આ તો નહિ હોય!" અને જ્યારે તેણે પોતાની પ્રથમ લાગણી સાચી હતી એમ જાણ્યું ત્યારે તેને ઘણું આશ્વાસન મળ્યું અને આનંદ થયો.

બંને જણાં સૌંદર્યની શોધમાં નીકળ્યાં હતાં. માનવજાતિમાં સૌંદર્યની પ્રતિષ્ઠા અને તેની પૂજા કરાવવા તથા તે વડે સુંદ–ઉપસુંદની

એકહથ્થુ, આપખુદ સત્તાની બેડી તોડવાને તેઓ આતુર હતાં. સમાન આદર્શને લીધે બન્નેના અંતરની સમીપતા પરિચયના કાલના પ્રમાણ કરતાં ઘણી જ વધારે જામી.

"व्यतिषजति पदार्थानान्तरः कोपि हेतुः" કોઇ અનિર્વચનીય હેતુ તેમને પરસ્પર સાંધી રહ્યો હતો, "પરંતુ સુંદ—ઉપસુંદની સત્તાને તોડવાનું મહાભારત કામ કરવા માટે સામી સત્તા જોઇએ, બળ જોઇએ અને સમૃદ્ધિ પણ જોઇએ એમ તમને નથી લાગતું ?" યુવકે ચિંતાતુર સહાનુભૂતિભર્યો પ્રશ્ન કર્યો. "આપણે તો અકિંચન છીએ"—તેણે ઉમેર્યું.

"તેમાં શી ફિકર છે ? સત્તા આજ્ઞા કરે, સમૃદ્ધિ લોભાવે, સૌંદર્ય દિલને પરવશ કરી તેની મોહિની પ્રસારે; શા માટે એમનાં અસ્ત્રો આપણે વાપરવાં જ જોઈએ ?"

"અને મને તો એ પણ ભય છે કે સત્તા વાપરવા જતાં તેની જ ક્ષુધા અને સંપત્તિ પ્રાપ્ત કરતાં તેનું ચાંચલ્ય આપણને ભૂલાવામાં નાંખી દે તો ? :"—યુવકે પોતાનો ભય બતાવ્યો. "અને આપણે તેનાં પ્રલોભનો અને ચંચળતા ઉપર વિજયી થઇએ તોપણ તેમનામાં ગ્રામ્યતા, કુરૂપતા અને રસહીનતા કયાં ઓછાં છે ?"

તેણે પોતાની સ્વભાવનિષ્ઠ સૌંદર્યની દૃષ્ટિ વડે પ્રશ્નનો ફડચો આણ્યો. "કયાં તેમની ઉચ્છૃંખલતા અને ભય અને કયાં સૌંદર્યની દિવ્ય મધુરતા, નમ્રતા અને મૌન ? પ્રભાતમાં વિકસતા કમલપુષ્પ પેઠે સૌંદર્ય આત્મનિષ્ઠ હોઇ નીરવતામાં પોતાની સૌરભ શ્વાસે શ્વાસે પ્રસારે છે, જ્યારે સત્તા અને સમૃદ્ધિ છલકાય છે, મદમાં છકે છે, પોતાનો દમામ બતાવવા પ્રયત્ન કરે છે, હૂમલો કરે છે, પોતાનો સ્વી કાર કરાવવા બળજોરી કરે છે. જ્યારે સૌન્દર્ય પોતાની કદર થવા

માટે શાશ્વત સમયસુધી વાટ જોઇ શકે છે. તે "બીજા કદર કરે છે?" એવી ચિંતાથી તદ્દન મુક્ત હોય છે.

"માટે જ કહું છું કે આપણે એવી ચિંતા કરવી અસ્થાને છે." યુવતીએ કહ્યું

"તોપણ, ભાવી સફળતા માટે બધી સગવડ તમને મળી રહેશે એમ લાગે છે!" આખા જીવનના આદર્શની સલામતી વિચારતો તે યુવક બુદ્ધિવડે ગણતરી કરતાં ચિંતાતુર અને શંકાશીલ થયો.

"પ્રથમ તો તમે મને મળ્યા છો, બીજાની મને ચિંતા નથી."—તેણે સ્મિત કરીને શરમાતાં ઉત્તર આપ્યો. અને પોતાની એ ધારણામાં વ્યક્ત થયેલ વિશ્વાસ અને પ્રેમ તેના મુખ ઉપર સ્પષ્ટ તરી આવ્યાં. એ ધારણા સાચી હતી કે નહિ તે જોવાને તેનાં નેત્રો પ્રશ્નાર્થભાવે યુવકના નેત્રો પ્રત્યે સ્થિર થયાં.

યુવકના ગાલે ગુલાબી રંગ ફરી વળ્યો હતો. તેનો શ્વાસ મંદ થઇ ગયો; આનંદની ઉંડી સમાધિમાં તેનું અંતર ડૂબી ગયું હતું. સ્થળ અને કાળનું તે ભાન ભૂલી ગયો. તેણે બોલવા માટે ઘણોય સહૃદય પ્રયત્ન કર્યો; પરંતુ તેને શબ્દો જડયા નહિ. છેવટે, મૌનમાં ને મૌનમાં પોતાના નેત્રો વડે તે તિલોત્તમાને કોઇ અનિર્વચનીય ભાવે જોઇ રહ્યો. તારામૈત્રક જામ્યું 'અને એ શાંત ભાવસમાધિ સાયંકાલની સમુદ્રની મધુર પવનલહરીઓમાં હજુ ક્યાં સુધી ચાલત તે કોણ કહી શકે? એટલામાં તિલોત્તમાએ જામેલા મૌનનો થર ભાંગ્યોઃ તેણે પૂછ્યું—"વારૂ, મારા દેશ વિષે અને મારા કાર્ય વિષે આટલું બધું જાણી લીધું, પરંતુ તમારે વિષે તો હું અંધકારમાં જ છું. પુષ્કર સિવાય બધાજ દ્વીપો મેં જોયેલા છે. બોલો તમારૂં ક્યા દ્વીપમાં રહેવું?"

"પુષ્કરદ્વીપ જ મારૂં જન્મસ્થાન" તેણે ઉત્તર દીધો. "એક બેટમાં બીજો આવી રહ્યો હોય તેવો તે પુષ્કર છે. સમુદ્રના ખારા પાણીને કિનારેથી એક યોજન દૂર, ચાર યોજન પહોળો, મીઠા પાણીનો પ્રવાહ લગભગ અમારા આખાય દ્વીપની આજુબાજુ ફરી વળીને સમુદ્રમાં વહે છે; અને એ ચાર યોજનનો પટ બારે માસ કમળોથી ભરેલો રહેલો છે, અને તેની સૌરભ આખા દ્વીપમાં પવનની લહેરો સાથે દિનરાત્રિ પ્રસર્યા જ કરે છે. પુષ્કરની આ વિશેષતા જ્યારે બીજા દ્વીપો મેં જોયા ત્યારે જ મને સમજાઇ."

"જુઓ, કેવી વાત કહેવાય ! જે જોવા જેવું હતું તેજ પેલાં પંખીઓએ મને ન બતાવ્યું !"—તિલોત્તમાએ નિરાશ થઈને કહ્યું.

"પણ તમારે પસ્તાવાનું કારણ નથી. ગયે જ વર્ષે બધાં કમલો સૂકાઇ ગયાં"—

"હેં ? બધાં જ ?" તેણે પ્રશ્ન કર્યો.

"હા ! અમારા દ્વીપમાં માન્યતા છે કે જ્યારે પૃથ્વી ઉપરથી સૌન્દર્યનો ઉચ્છેદ થાય ત્યારે આ કમલવન સુકાય. એટલે હવે કોઇ મહાન ઉલ્કાપાત થશે એવું પુષ્કરવાસીઓ માને છે. વળી અમારે ત્યાંતો એવી પણ માન્યતા જૂના વખતથી ચાલી આવે છે કે જગતનો ઉદ્ધારક પુષ્કરમાંથી પાકશે ! પરંતુ મને એમાં સત્ય દેખાતું નથી. પુષ્કર અને બીજા દ્વીપો જે મેં જોયા તે કેવા ક્ષુદ્ર અને નિર્જીવ !—સમસ્ત પૃથ્વી કર્કશ, જડ, અને પાશવ થઇ લાગે છે. અને સૌન્દર્ય તો છે કોમળ, સૂક્ષ્મ, દિવ્ય. એવી પૃથ્વીમાં તે ક્યાંથી, કેવી રીતે વિજયી નીવડે ?"

"માનવજાતિની દશા તો એવી છે ખરી; મ્હારી યાત્રામાં હું પ્લક્ષ દ્વીપમાં ગઇ ત્યાં મેં પ્રયોગની મહત્તા ખૂબ જોઇ. આખા

ફ્રીમની વસ્તી પ્રયોગમાં અને પૃથક્કરણમાંજ માને. જેટલું સ્થૂલ ઇન્દ્રિયો વડે ગ્રાહ્ય તેટલું જ તેમને મન વાસ્તવિક—સાચું: બીજું બધુંય ખોટું. ત્યાં એક મહાન પરિષદ સમક્ષ એક વિદ્વાન અધ્યાપક સરસ્વતીની સપ્તતારી વીણાના એકે એક ભાગને છૂટો કરી તેનું ગહન રહસ્ય સમજાવી રહ્યા હતા! અને સભાજનો પણ આશ્ચર્યચકિત દૃષ્ટિવડે તે મહાન પ્રયોગ જોઇ અમૂલ્ય જ્ઞાન મળ્યાનો આનંદ લઈ રહ્યા હતા. સરસ્વતીના કાવ્યસંગીતનું સાચું, વાસ્તવિક જ્ઞાન તે અધ્યાપક આપી રહ્યા હતા.

મારાથી રહેવાયું નહિ; એટલે મેં તેમના આખાય પ્રયત્નની ભૂલ તેમને બતાવવવા પ્રયત્ન કર્યો અને શારદાની બિચારી વીણાની દુર્દશા કરવા માટે શોક દર્શાવ્યો, ત્યારે ગંભીર થઇને તે વિદ્વાને મને જણાવ્યું—

"અગમ્યવાદનો અને મોટા મોટા શબ્દોની ખોટી જાળોનો જમાનો સદ્ભાગ્યે ક્યારનોયે પુરો થઇ ગયો છે તે તમે જાણતાં નથી! આપણે તો વાસ્તવિક્તાના સુવર્ણયુગના આગળ વધેલા માનવીઓ છીએ જૂના જમાનાના જંગલી નથી."—

મેં તેમને એક ચિત્રની જે અસર અંતરમાં થાય છે તે શેને આભારી છે એવો પ્રશ્ન કર્યો. તો કહે "રંગના મિશ્રણને અને ગોઠવણીને!" મેં કહ્યું: "કેવળ રંગનું પૃથક્કરણ અને મિશ્રણ કરીને ચિત્ર ઉત્પન્ન નહિ કરી શકો, અને એવું ઉભું કરેલું ચિત્ર એજ પ્રકારની અસર તમારા અંતરપટ ઉપર કરશે એમ માનવું પણ સાચું નથી; એને માટે તો અંતરનાં ચક્ષુ જોઇએ અને પ્રથમ અંતરના રંગની મિલાવટ થવી જોઈએ." તમે માનશો? તેણે મારૂં કથન માનવાની સાફ ના પાડી!

મેં વધારામાં જણાવ્યું કે કેવળ આંદલનોનો અભ્યાસ કરવાથી સંગીત ઉત્પન્ન નહિ કરી શકાય. શબ્દ કે કેવળ સ્વર સાધવાથી

પણ તેમાં ફતેહ નહિ મળે. એ તો અંતરનાં સૂક્ષ્મ આંદોલનો અનુભવવાં જોઇએ પછી તેનું સ્પંદન, રણુન, ગુંજન ગાનમાં કે વાદિત્રમાં પ્રગટ થઇ શકે.

પરંતુ એમાંનું કશું એને કે સભાસદોને ગળે ઉતર્યું જ નહિ! આખાય દ્વીપમાં કોઇ દિવ્ય આદર્શ સિદ્ધ કરવાની વાત કરતાં બધાં ચકિત થતાં: તેઓ તેમાં માનતાં જ નહિ. સાધુતા પ્રગટાવવાની વાત કરો તો હાસ્ય કરે. સૌન્દર્યની ઉપાસના વિષે બોલતાં ઉપયોગિતાની વાત કાઢતાં! હું તો ત્યાં રહી તે થોડા વખતમાં કંટાળી ગઈ."

૫

"હું કુશદ્વીપ ગયો "-વિહારીએ કહેવા માંડયું,-" ત્યાં પણ એવું જ કંઇક સાંભળેલું. કુશદ્વીપના વાસીઓ શકિતના ઉપાસક હતા. જેને માટે મથે તે મેળવે ત્યારે તે જંપે. હાલમાં પણ સુંદ-ઉપસુંદના સૌથી બળવાન લશ્કરની ભરતી ત્યાંથી જ થાય છે અને આખા રાજ્યનો અસ્ત્ર શસ્ત્રનો ભંડાર અને તેનાં બનાવનારાં કારખાનાં પણ ત્યાં જ છે. પરંતુ એક વૃદ્ધે મને જણાવ્યું કે કવિઓની ભૂમિ તરીકે પૂર્વે પ્રસિદ્ધ એવા તેમના દ્વીપના મહા કવિઓની કીર્તિ ભૂમંડળમાં પથરાતી હતી. સુંદ-ઉપસુંદના હાથમાં કુશદ્વીપ આવ્યો ત્યારે તેના યુવાન કવિની કીર્તિ સાંભળીને બન્ને ભાઇઓએ તેને રાજ્યસભામાં બોલાવ્યો. કહે છે કે બન્ને ભાઇઓ કવિ અને કવિતાને ધિક્કારે છે, કારણ કે માનવ જાતિને તે બન્ને નિરુપયોગી છે એટલું જ નહિ, પરંતુ નુકસાનકારક પણ છે એવી તેમની માન્યતા છે. પ્રથમ તો મિથ્યા ભ્રમણાઓમાં અને અવાસ્તવિક કલ્પનાસૃષ્ટિમાં તે માનવના આત્માને ભ્રમણ કરતો કરી દઇને વ્યવહારથી તેને અજ્ઞાત રાખે છે. અને વધારે ભયંકર તો તેઓ એ ગણે છે કે માનવમાં દેવ થવાની અભીપ્સાને ઘણું ખરૂં કવિઓ પોષે છે, અને દેવોનો મહિમા તેઓ માનવજાતિમાં પ્રગટાવે છે. એટલે દેવતાઓનું ગયેલું રાજ્ય પાછું સ્થાપવામાં કવિઓ તેમના સહાયકો ગણાય છે.

આમ હોવાથી સુંદ-ઉપસુંદે તેનું અપમાન કરવાના ઇરાદાથી આમંત્રણ કર્યું હતું એમ કહેવાય છે. પ્રથમ ન સ્વીકારેલું તે

આમંત્રણ કુશવાસી નાગરિકોના આગ્રહને વશ થઈને અને કુશદ્વીપની આબરુનું રક્ષણ કરવાના હેતુથી કવિએ સ્વીકાર્યું, અને તે રાજ સભામાં ગયો.

જે વૃદ્ધે મને વાત કરી તે તે સમયે યુવાન હતો અને તે પણ સભામાં ગયો હતો. શરૂઆતમાં કવિતાની નિરુપયોગિતા અને વ્યવહાર જીવનની, સત્તાની, ધનની, મહત્તા વિષે કાંઇક વાત ચાલી. સુંદ-ઉપસુંદના અમલદારે એવો મત ઉચ્ચાર્યો કે-કવિતા કરવાનું કાર્ય સામર્થ્યહીન માનવોનું છે કારણ કે વ્યવહાર જીવનમાં નિષ્ફળ થનારા માટે અપાર્થિવ અને અવાસ્તવિક સૃષ્ટિ સર્જીને સંતોષ માનવાનો એ એક પ્રકાર છે. રાજકવિ તો મૌન જ રહ્યા.

પરંતુ એક નાગરિકે ઉત્તર દીધો—"એ તો જ્યારે અંતરના ઉદધિનાં મંથન-ક્ષીરસાગરનાં થયાં હતાં તેવાં-થાય, અને આખું ચૈતન્ય તેમાં વલોવાય ત્યારે કાવ્યરત્નો સાંપડે-એમને એમ નહિ. જો જો ભૂલતા-બાકીનાં તો કાચકીડીયાં સમજવાં."

બીજા એકે કહ્યું—"એ તો એક રીત થઇ. જયારે અનંત શૂન્યતાના અગાધ મૌન પ્રત્યે માનવનો આત્મા શ્રવણ માંડતાં શીખે અને એ મૌનમાંથી પ્રગટતાં દિવ્ય છંદનાં આંદોલનો તેના અંતરમાં રમતાં રમતાં છંદ, તાલ, સૂર,-અરે શબ્દો સુદ્ધાં, વહી લાવતાં અથડાય ત્યારે "શ્રુતિ" ભગવતી જન્મે અને ત્યારે "કવિ" થવાય. બાકીનાં તો લુખ્ખાં જોડકણાં જ."

"અને જ્યારે ત્રીજું લોચન સ્ફુરે, ત્રણે કાળથી પર અને દિશાનાં બંધનોથી મુકત, એવી દિવ્યદૃષ્ટિ માનવ આત્માને પ્રાપ્ત થાય અને તેનું ચૈતન્ય માનવતાની સીમાઓ વટાવી સત્યનું પ્રત્યક્ષ દર્શન કરે ત્યારે "ઋષિ" થવાય અને એવાઓ સૃષ્ટિ રચી શકે," ત્રીજા નાગરિકે ઉમેર્યું. "—કવિતા ઓછી માનવની પરિમિત શબ્દ-

શક્તિ છે? એ તો છે સૌંદર્યરૂપે પ્રગટતી;–તેના સંપૂર્ણ સ્વરૂપમાં–અનંતની ઉદ્દામ શબ્દશક્તિ.”—

આ પ્રમાણે કવિ પહેલાં તો રસિકો બોલી ઉઠયા.

સુંદ–ઉપસુંદને આથી ઘણું જ ખોટું લાગ્યું; તેમણે કુશદ્વીપની આ ઘેલછાનો અંત લાવવાનો નિશ્ચય કર્યો. “કવિતા શકિત ખરી કે નહિ?” એ મુખ્ય મુદ્દો હતો. કુશવાસીઓનું કહેવું એ હતું કે સૌંદર્યની શકિત સુકોમલતામાં સજેલી ભલે દેખાય. પરંતુ એ તો પૂર્ણ સ્વરૂપે મહાશકિત છે. સુંદ–ઉપસુંદ કહે, “જૂઠી વાત.', હોંસાતોંસીમાં કોઇકે કવિને માટે અપમાનકારક શબ્દો વાપર્યા, કુશવાસીઓને પણ હીણાં વચનો કહ્યાં. પરાજિત તેઓ તે નીચે મુખે સાંભળી રહ્યા; પરંતુ રાજકવિને આવેશ આવ્યો અને તે સભામંડપનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. તેની પાછળ કુશદ્વીપની માનવતા બહાર પડી. કવિનું અપમાન તેણે કદી જોયેલું જ નહિ. સમુદ્ર કિનારે એ પરાજિત જનતાએ પોતાનું આત્મગૌરવ જાળવનાર કવિને પુષ્પમાળાઓ આપી, ગંધ ચંદનનું લેપન કર્યું, અક્ષતે વધાવ્યા અને શ્રીફળ અર્પણ કર્યાં. કવિએ આંતરક્ષોભ પ્રગટ કર્યો. આખી જનતાનાં નેત્રોમાંથી અશ્રુધારા ચાલી રહી. કવિએ છેવટે કુશદ્વીપની વીરતાને ઉદ્બોધન કર્યું. અદ્ભુત શૌર્ય પ્રગટ થયું. જનતાનો સાગર સુંદ–ઉપસુંદના સૈન્ય પ્રત્યે ઉલટયો. કાપાકાપી થઇ રહી–લોહીની નીકો વહી. હારી ગયેલા કુશદ્વીપે તો કમાલ કરી બતાવી. પરંતુ, અફસોસ, બ્રહ્મદેવનું વચન મિથ્યા ના થયું. રાજકવિને બંદી કરીને લાવવામાં આવ્યો. તેની નિરાધારીનો લાભ લઈ ફરીથી તે દુષ્ટોએ તેને વાગ્બાણ મારવાં શરૂ કર્યાં. કવિએ ઉદાત્તતાભર્યું મૌન જાળવ્યું. જ્યારે સુંદ–ઉપસુંદને નમન કરવાની તેને આજ્ઞા કરવામાં આવી, ત્યારે તેણે રાજપોષાક વિના પોતે રાજાને નમતો નથી એવો ઉત્તર આપ્યો.

છેવટે તેને દરબારી પોષાક આપ્યો. તેણે તલવાર માગી, પરંતુ શંકાવાળા અધિકારીઓએ તેને ના પાડી. તેણે "કોઇ પણ નાનું હથિયાર નામે ચાલશે" કહી કટાર માગી; તેને મળી. ધીમે અને ગંભીર ડગલે તે સિંહાસન પ્રત્યે ચાલ્યો. પ્રતિહારીઓએ તેને રોક્યો. ત્યાં ઉભા રહી નમન કરવાને નીચા વળતા પહેલાં તેણે આકાશ પ્રત્યે દૃષ્ટિ નાંખી કહ્યું–"ભલે બ્રહ્માનું વરદાન હોય, પરંતુ સૌંદર્ય તમારો વિનાશ કરી તેની શક્તિ તમને બતાવશે" એટલું કહી એકદમ કમ્મરેથી કટાર કાઢી તેણે પોતાની છાતીમાં ખોસી દીધી! અણનમ્યો તેનો દેહ રાજસભામાં પડયો." યુવકનાં ઉત્તેજીત નેત્રોમાં અદ્‌ભુત તેજ પ્રકાશતું હતું.

"આજે કુશદ્વીપ એ સઘળું ભૂલ્યો છે, તેને તો લશ્કરનો સરંજામ કરવામાંથી પરવાર જ મળતો નથી"–તેનાં ઉત્સાહભર્યા નેત્રો ખિન્નતામાં ડૂબ્યાં "શાલ્મલી દ્વીપના લોકો સૌંદર્યને માને છે ખરા, પરંતુ તે કેવળ ઉપયોગ પૂરતું જ. પંખીઓનાં સંવનનનાં કારણો અને ઉપયોગોનો તો તેઓ અભ્યાસ કરે છે, પુષ્પોના પરિમલની પણ સાર્થકતા અને ઉપયુક્તતા નોંધે છે." તિલોત્તમાએ કહ્યું.

"એ એક બાજુથી ખરૂં છે, પરંતુ એટલું જોઇ બેસી રહેવું એ ભૂલ છે, ઉપયોગિતા માટે પ્રલોભન કરનારું સૌન્દર્ય પ્રકૃતિએ શા માટે પસંદ કર્યું?–એ વિચારવાનું રહે છે. વળી માનવ આત્માને સૌન્દર્ય સાદ કરે છે તે કેવળ ઉપયોગિતા માટે નહિ. કેવળ ઉપયોગિતા ઉપર દૃષ્ટિ રાખીનેજ માનવ પોતાના જીવનને અને જગતને ક્ષુદ્ર બનાવી મૂકે છે. ઉપયોગમાં આવતો પદાર્થ ઉપયોગ થઈ રહ્યા પછી પણ અંતરમાં રહેવાનો આગ્રહ કરે તો તે કંટાળો આપે; જ્યારે સૌન્દર્ય સનાતન આનંદનું સાધન બની રહે છે. જ્યાં અને જેટલી જરૂરીઆત ત્યાં અને તેટલી ઉપયોગી વસ્તુ આપણા અંતરનો સ્પર્શ કરે છે, સૌન્દર્ય

સમસ્ત આત્માને આલિંગન કરે છે; ઉપયોગિતા નાશવંત છે સૌન્દર્ય સનાતન છે." વિહારીએ કહ્યું,

"તેઓ તો પુરુષ અને સ્ત્રીના સંબંધમાં પણ ઉપયોગિતાની અને ઇચ્છાના સંતોષની આવશ્યક સ્થિતિ જુવે છે."

"તેથી જ મેં કહ્યું નહિ કે જગતને માનવ ક્ષુદ્ર બનાવી મૂકે છે. પરિણામે કામવાસના અને વિકારના રંગીન ચશ્માંદ્વારા જ તે સ્ત્રીની સુંદરતાને નિહાળી શકે છે. અને તે દૃષ્ટિ સ્ત્રીના સાચા આંતરસૌંદર્યપ્રત્યે માનવને અંધ બનાવે છે. બાળકને માતાપિતા પોતાની મિલકત ગણતાં થઈને તેનું અનુપમ નિર્દોષ સૌંદર્ય નિહાળતા નથી. માનવની પામરતા અને ક્ષુદ્રતાની કેવી અવધિ? પ્રતિદિન પ્રાતઃકાલે નિત્યનવીન–છતાં જગતજૂની, સૌંદર્યની અને ચેતનની તથા જ્યોતિની લ્હાણ ઉષાદેવી કરી રહી છે તે જોવાનું પણ માનવને ભાન રહ્યું નથી. જોયા છતાં માનવ તેના પ્રત્યે અંધ રહે છે. સુવર્ણના દુર્ગો અને ગુલાબી રંગનાં વાદળાંઓ, વિશાલ નીલઘેરો આકાશનો અનંતપટ, સનાતન સંગીત મંદ સ્વરે ગુંજતો સમુદ્ર, કલગાન કરી વહેતી હાસ્યતરંગમય સરિતાઓ, સ્વચ્છ, નીતર્યાં, ગહનતાભર્યાં સરોવરો, શ્યામ ઘેરા સ્થિર પર્વતો અને મનોહર વનરાજિ, રસ્તાનાં વૃક્ષો ઉપર ઋતુ ઋતુ પ્રમાણે થતા પુષ્પોના બ્હાર—તિલોત્તમા! સૌંદર્ય તો વિશ્વમાં ધોધબંધ વહ્યું જાય છે, તેને જોનાર નથી; માનવને તે જોતાં પણ આવડતું નથી! એક અંધ પાસેથી જેમ કોઇ અમૂલ્ય પદાર્થ સરી જાય તેવું આ વિશ્વનું પણ બને છે!

માનવ તો વિશ્વને જુવે છે તેની કામનાના, વિકારના અને સ્વાર્થના જાડા અને ભુખરા કાચનાં ચશ્માં ચડાવીને. નજરથી આગળ માંડ ચાર હાથ જેટલું એ તેને દેખાતું નથી! અને જે દેખાય તે પણ કેવું ઝાંખું અને વિવર્ણ, પ્રમાણ વગરનું, બેડોળ! અહંતા

અને કામનાનાં પડળો દૂર થયા વિના સૌંદર્યની દિવ્ય દૃષ્ટિ કેવી રીતે પ્રાપ્ત થાય?" વિહારી શ્વાસ ખાવા અટકયો. પરંતુ તેના અંતરને ક્ષોભ ચાલુ હતો. તેનાં તેજસ્વી નેત્રો અત્યારે વધારે તેજસ્વી બન્યાં હતાં. સામાન્ય દેખાવનો છતાં વિહારી તિલોત્તમાને તેની સરળતાથી અને નિખાલસતાથી આકર્ષી શકયો હતો. વળી તેના મુખ ઉપર અસહાયતાનો ભાવ જામેલો રહેતો તેણે પણ તિલોત્તમાનું આકર્ષણ કર્યું હતું. તેના ગોળ ગુંછળાંમાં ખભા ઉપર પડતા લાંબા વાળ તથા અંતરમાં સતત ડૂબકી ખાઈ રહેલ તેની અંતર્મુખ વૃત્તિ તેના મુખ ઉપર જણાઇ આવતી—તેના પર પણ તે મુગ્ધ થઇ હતી.

તે વિહારીની પાસે જઇને બેઠી અને તેના પ્રત્યે સ્થિર દૃષ્ટિ રાખીને પોતાનો ભાવ દૃષ્ટિમાં પૂરવા લાગી. છેવટે તેણે પોતે જ મૌનનો ભંગ કર્યો "તમે કહો છો તે ખરૂં છે, છતાં કુદરતમાં સૌંદર્ય રહેલ છે, તેથી માનવ જીવનમાં પણ તે કોઇ ધન્ય સમયે અવતરશે એવી શ્રદ્ધા જ રાખવી યોગ્ય છે"—

"એ તો કુદરતના રાજ્યમાં બને છે; પરંતુ માનવ ? માનવનો છાયો સરખો કુદરતની રમણીયતા ઉપર પડવા દો અને પછી જુઓ શું રહે છે?—કેવળ શુષ્કતા. નિર્જીવતા અને કુરૂપતા!" વિહારીએ કડવાશથી ઉમેર્યું.

"ના! ના! તમે બહુ કઠિન થાઓ છો; નિરાશાએ તમને ઘેર્યા છે માટે તમે એવું કહો છો. બાકી બાલકની નિર્દોષ મુદ્રાએ તમને ક્ષણભર પણ મુગ્ધ કર્યો છે કે નહિ? કોઇને ખાતર તમારું સર્વસ્વ અર્પણ કરી દેવાની ભાવના તમારા હૃદયમાં કદી જાગી નથી? માનવદેહનું સૌંદર્ય જોઇ કદી તેના ઉપર મોહ્યા છો? કોઈ અનિર્વચનીય સૌંદર્યમૂર્તિ કલ્પનામાં પણ જોઇ છે ખરી? જો

'હા' તો હજી માનવજાતિને માટે આશા છે"-તેણે ઉત્સાહમાં આવી જઇને ઉમેર્યું.

"હા! હા! બાળકોના નિર્દોષ હાસ્યે મને મુગ્ધ કરેલ છે, સૌંદર્ય જ્યાં જ્યાં જોયું છે ત્યાં ત્યાં મારું સર્વસ્વ અર્પવાની ઊર્મિ મેં અનુભવેલ છે. માટીના બનેલ છતાં સચેત, નાશવંત છતાં પ્રાણવાન, એવા માનવદેહની અજબ મોહિની મેં અનુભવેલી છે, તેની ઝલકતી સૌન્દર્યસુષમાએ મને મુગ્ધ કર્યો છે. મારા અંતરમાં દિવ્ય આદર્શની, સૌન્દર્ય-પ્રતિમાની મેં આરાધના કરેલી છે પરંતુ......

"પરંતુ શું?" તિલોત્તમાએ પૂછ્યું. "ખરૂં છે કે માનવ-જીવનમાં સંવાદ નથી, તેનું જીવનસંગીત બેસુરૂં અને બેતાલ થઇ આજે તેમાં નથી છંદની ક્રિયાત્મકતા કે સૌંદર્યની સુકુમારતા અને સુષમા; છતાં એ જ જગત આપણું કાર્યક્ષેત્ર છે. આપણે તેમાં રહીને જ આપણો આદર્શ સિદ્ધ કરવાનો છે"

"મને પણ થયા કરે છે કે કઇ રીતે માનવને તેની આ દરિદ્રતાનું ભાન કરાવું? કવિતાનાં છંદ પ્રકટ કરૂં કે સંગીતના સૂરો ઉપાડું? પીંછી અને રંગમાં હૃદયના રંગ ઉતારી માનવ આત્માને તે વડે રંગુ કે ભવ્ય સ્થાપત્યમાં કોઇ દિવ્ય સ્વપ્નને મૂર્તિમંત કરી આદર્શની તરલ અપાર્થિવતાને નક્કર પ્રશાંત પત્થરમાં જકડી લઉં? અભિનય કરીને મારા અંગમાં કોઇ લોકોત્તર ભાવની લીલા પ્રગટાવી માનવને તેની ઉચ્ચતાનું ભાન કરાવું કે-શિલ્પની અલૌકિક મૂર્તિમાં કોઇ ગહન ભાવને સનાતન કાળ માટે સ્થિર કરી મૂકું? શું કરૂં કે જેથી માનવ એ ઉચ્ચ આનંદનો અધિકારી થાય?" વિહારી આતુરતાથી બોલ્યો.

ભાવનાશીલતા જ્યાં સુધી સમસ્ત પ્રાણના ઉપર તેનુ સામ્રાજ્ય જમાવતી નથી ત્યાં સુધી તે અસરકારક નીવડતી નથી. છતાં ભાવનાશીલતાના ઉભરામાં અતિશયતા પણ ભલે હોય, એ વસ્તુસ્થિતિ માનવસ્વભાવનું બંધારણ જોતાં અનિવાર્ય છે.

વિહારીની બાબતમાં પણ તેમજ થયું, પરંતુ એવી કોઇ દિવ્ય વ્યાકુળતા વિનાનો માણસ શા કામનો? જેટલું પ્રાપ્ત કરવા માટે તે ફલંગ ભરે તેટલું તો માનવની વ્યાકુળતા પણ ક્યાંથી મેળવી શકે? છતાં એ ફલંગ જેટલી લાંબી ભરવાની તેની ધારણા તેટલા પ્રમાણમાં તે કૂદી શકવાનો એ તો નક્કી છે. એવી દિવ્ય વ્યાકુળતા હોવામાં જ સાચી માનવતા છે, કારણ કે તે સર્જક છે.

તિલોત્તમા સંપૂર્ણ સહાનુભૂતિભરી, સ્થિર દૃષ્ટિ વડે વિહારીને નિહાળી રહી હતી. તેના હૃદયમાં અદ્‌ભુત ભાવો પસાર થતા હતા. તેણે વિહારીને કહ્યું—

"તમારા એ કાર્યમાં હું કાંઈ કરી શકું એમ તમને લાગે છે?"

"હા! હા!" ઉત્સાહમાં તેનાં નેત્રો તેજસ્વી થઇ ઉઠયાં... "મારે તમારી સહાયતા વિના નહિ ચાલે!"—જાણે તેના ઉપર હક્ક થઈ ચૂકયો હોય એમ તેણે તિલોત્તમાને કહ્યું—

"ક્રૌંચદ્વીપમાં પ્રગટેલ સૌંદર્યમૂર્તિ વિના આ જગતનો ઉદ્ધાર થવો અશક્ય છે."—

"ઉદ્ધારક તો પુષ્કર દ્વીપમાં પાકવાના છે"—તિલોત્તમાએ અર્ધ મશ્કરીમાં અને અર્ધ શ્રદ્ધાપૂર્વક ઉમેર્યું.

"એ તો લોકોની જૂની દંતકથા છે. જ્યારે ક્રૌંચદ્વીપમાં સૌંદર્ય પ્રગટ થયું છે તે તો પ્રત્યક્ષ છે. મારે જીવનમાં સૌંદર્ય પ્રગટાવવું છે. તે વડે જ માનવજાતિનું હું ઉદ્‌બોધન કરી શકીશ. દિવ્ય કાવ્યો વડે આખી માનવજાતિના આત્માનાં દ્વાર ઉઘાડાં કરાવીશ. કોઇ મહા કવિવર કે ઋષિના છંદ ઘેર ઘેર પહોંચાડીશ; અને માતાના દૂધ જોડે બાળકોને મળે તે એવી વ્યવસ્થા કરીશ.

"અને તિલોત્તમા! સુંદરીઓને તો મારે સૌન્દર્યની દેવી બનાવવી છે! મારે તેમની પૂજા થતી જોવી છે! તેમને આનંદમાં લ્હેરતી

અને શક્તિ સ્વરૂપે જીવનમાં સ્થાપન થયેલી જોવી છે. તેમાં તો તમારા વિના કેમ ચાલે ?"—

"એ ભાવિની વાતચીત દૂર કરીને સુંદ અને ઉપસુંદની જુંસરીમાંથી કેવી રીતે છૂટા થવું એ વિષે હાલ વિચાર કરવાની વધારે જરૂર છે."–તિલોત્તમાએ વસ્તુસ્થિતિ પ્રત્યે તેને સ્વપ્નસૃષ્ટિમાંથી જાગૃત કર્યો.

પરંતુ વિહારીનો અંતરાત્મા અત્યારે તેના હાથમાં ન હતો. શાંત પવનની મધુર લહરીઓ સમુદ્ર ઉપર થઇને આવતી–તેથી તેના આત્માને પણ પાંખો આવી હતી. તેણે કહ્યું.—

"પરંતુ એક વાત ઘણી અગત્યની તો રહીજ જતી લાગે છે ! ધારો કે માનવજીવનમાં સંવાદ, છંદ, સમન્વય, સૌન્દર્ય વગેરે પ્રગટ થયાં, તોપણ તેથી કાંઇ માનવને 'સૌન્દર્ય શું' તેની સમજ ઓછી પડવાની છે ?"

તિલોત્તમાને પણ એ પ્રશ્નમાં રસ પડતો તેણે જોયો, એટલે તો પછી તે શેનો અટકે !—"એ બધાં તો સૌન્દર્યની ભાષા–પરંતુ સૌંદર્ય પોતે નહિ."

"મને તેની વ્યાખ્યા કરનાર આજસુધી મળ્યું નથી; હું પોતે તેની વ્યાખ્યા કરવી સંભવિત પણ માનતી નથી. સાથે સાથે એ પણ નક્કી છે કે હું સૌન્દર્યને જાણુતી જ નથી એમ પણ હું કહી નથી શકતી !"

"ઘણી વિરોધાભાસ ભરેલી પરંતુ સાચી ગુંચવણ તમે અનુભવી છે. કારણ કે સૌન્દર્ય આપણી ઇન્દ્રિયોના પાશમાંથી, મનની મર્યાદાઓમાંથી અને બુદ્ધિની અણુતામાંથીયે સરી જાય છે. વ્યાખ્યા કરનાર બુદ્ધિ કોઈપણ વસ્તુની વ્યાખ્યા તે પદાર્થનું સ્વરૂપ બીજાઓથી વિખૂટું પાડીને કરી શકે છે. પરંતુ સૌંદર્ય આપણા ચૈતન્યની કોઇ વિશિષ્ટ ક્રિયાને કે શક્તિને સ્પર્શ કરતું નથી. તેની મોહિની તો આખા અંતરાત્મા ઉપર જામે છે. એટલે જ વ્યાખ્યા કરનાર બુદ્ધિ તેનું સંપૂર્ણ સ્વરૂપ પકડી શકતી નથી."

"મને તો સૌંદર્યનો સ્પર્શ હૃદયમાં થાય છે—બુદ્ધિમાં નહિ. અને હૃદય તેના રંગે રંગાય છે, અને બુદ્ધિને તેનો સંદેશો પહોંચે તે પહેલાં તો આખું ચૈતન્ય તેમાં ડૂબી જાય છે, એટલે બુદ્ધિ એનું પૃથક્કરણ કેવી રીતે કરે?"

"ખરૂં છે, પૃથક્કરણ વડે સૌંદર્યનું તત્ત્વ ન જ સમજી શકાય. છતાં જેને આપણે "સૌન્દર્ય" કહીએ છીએ તેમાં છંદ, ડોલન, સંવાદ, લાવણ્ય અને અંતરની એક પ્રકારની સમતુલા હોવી અનિવાર્ય છે. પદાર્થ કે વ્યક્તિના અંતરમાં વ્યાપી રહેલ કોઇ અલૌકિક મેળ અને આંતરસમતુલા તેને "સૌન્દર્ય" અર્પે છેઃ શરીરના અવયવોની તુલા જેમ સમસ્ત શરીરને સુંદરતા અર્પે છે તેમ. સૌન્દર્ય આત્મલીન અને આત્મસ્થ હોવાનું–"

"મને દુનિયામાં સુંદરતા જોવાનો ઉમંગ છે એ શું હશે? શા માટે સૌન્દર્ય માટે આત્મામાં તૃષા જાગતી હશે?" તિલોત્તમાએ પૂછયું.

"જગતમાં સર્વત્ર વ્યાપી રહેલ આંતરસૂરતા–સંવાદ (Harmony) જ્યારે પૂર્ણતાએ પહોંચે છે ત્યારે તે સૌન્દર્યનું રૂપ ધારણ કરીને માનવ આત્માને સાદ કરે છે! સૌન્દર્ય વડે માનવ આત્માને વશ કરીને સ્થૂલ પદાર્થ કે સૂક્ષ્મ સત્ત્વ માનવ આત્માને સર્વત્ર વ્યાપી રહેલા આનંદનું ભાન કરાવે છે. વિશ્વવ્યાપી, સનાતન, અનંત આનંદને પ્રાપ્ત કરાવનારૂં રસાયન તે સૌન્દર્ય"—

સમુદ્રની અનંત ઉર્મિમાળા પર જહાજો સાથે વહ્યાં જતાં હતાં. તિલોત્તમા અને વ્યોમવિહારી એકમાં બેસીને વાર્તાના મધુર પ્રવાહ સાથે રાત્રિમાં વહેતાં હતાં. તેમનું જીવન પણ જાણે સૌન્દર્યના સાગરમાં સાથે વહેવા સરજાયું ન હોય એમ લાગતું હતું.

તિલોત્તમાએ તેને કહ્યું—"મને તો લાગે છે કે સુંદ–ઉપસુંદના હાથમાંથી છૂટકારો કરવાનું કામ તમારે જ કરવાનું છે!"

"હું ઉદ્ધારક? કદી ન બને! હું તો જંબુદ્વીપ જઇને પુષ્કરના

કોઇ સમર્થ અને તેજસ્વી કાર્યકર્તાઓ જે કંઇ કરવા મથતા હોય તેમને મારો થોડો ઘણો ટેકો આપું–મારી શી ગુંજાસ ?"

"કેમ નહિ !" તિલોત્તમાએ હિંમતભેર ઉત્સાહમાં આવીને સામો પ્રશ્ન કર્યો

"હું ઉદ્ધારક ?" તેણે ઉત્તરમાં પ્રશ્ન કર્યો—

"હા ! હા ! એ તો તમારૂં જ કામ "—

"ના ના મ્હારા ગજાબ્હારની એ વસ્તુ કહેવાય. પરંતુ જે કરીશ તેમાં તમારો ઉત્સાહ અને સહકાર મને જરૂર અમૂલ્ય થઇ પડશે. એટલે મારા કાર્યનો ખરો યશ તો તમને જ ઘટે !"—

"અને હું જ જગતને જણાવીશ કે ઉદ્ધારક કોણ છે" તિલોત્તમાએ કહ્યું.

"અને હું પણ જણાવીશ કે તે કોણ છે" વ્યોમવિહારીએ પ્રત્યુત્તર દીધો.

આશાભર્યાં, ઉત્સાહી અને આદર્શશીલ બન્ને પ્રકૃતિની રમણીયતા પ્રત્યે આકર્ષાયાં. ચંદ્રનું અડધીયું, તરતી નૌકા જેવું, આકાશમાં નીરવ ગાત કરી રહ્યું હતું. પળે પળે હીરા અને મોતાઓ–અસંખ્ય વેરાતાં હોય તેમ તેનું પ્રતિબિંબ સમુદ્રમાં જળહળતું ઝળક ઝળક થતું હતું. સાગરની ઉર્મિઓનું ગાન અને નૌકા સાથે તેમનું અથડાવું એક પ્રકારનો સંગીતમય સમ વાતાવરણમાં પ્રસારી રહ્યાં હતાં. બન્ને જણાં એકીટસે ઉછળતાં મોજાં, ભૂરાં અગાધ જળ તથા આકાશગંગા કરતાં પણ વધારે તેજસ્વી ચંદ્ર-કિરણોનો પટ સાગરમાં ઝગહળતો હતો તેના પ્રત્યે જોઇ રહયાં !

"આપણી નૌકા કયાં હંકારીશું ?" તિલોત્તમાએ પૂછ્યું.

"જયાં સૌન્દર્યદેવીની ઇચ્છા થાય ત્યાં" વ્યોમવિહારીએ ઉત્તર આપ્યો.

બન્ને એક બીજા સામે જોઇ રહ્યાં—તેમના નેત્રોમાં અને મુખ ઉપર કોઇ અનિર્વચનીય આનંદનું સ્મિત હતું.

નૌકાઓ રાત્રિમાં આગળ વહેતી હતી.

સુંદ–અને ઉપસુંદ તેમના જમાનામાં જાગૃત માનવતાના પ્રતિનિધિઓ હતા તેટલા જ માટે બ્રહ્મદેવે તેમને સત્તા અને વિજયશક્તિ આપી હતી–એવો મત પ્રચલિત છે. પરંતુ તે વિષે નિશ્ચયપૂર્વક કશું કહી શકાય તેમ નથી.

જીવનની જરૂરીઆતો વધારવાનો પ્રયત્ન કરતા ગરીબો ધનવાનોનું અનુકરણ કરવા માટે તનતોડ મહેનત કરતા હતા; ધનવાનો વિશેષ ધન પ્રાપ્ત કરવા માટે પછાડા મારતા હતા; પરિણામે ઓછા ધનનો અસંતોષ ગરીબોને પીડા કરતો, વિશેષ ધનનો લોભ ધનવાનોને ઝંપવા દેતો ન હતો. કોઇના અંતરમાં સુખ રહ્યું નહિ, જીવનમાંથી સંતોષ અલોપ થયો. સૌ વિદ્વાનો અને વિવેચકો એ દશાને પ્રગતિનું સીમાચિન્હ ગણવામાં અને સંસ્કૃતિની પરાકાષ્ઠા માનવામાં એકમત હતા.

વળી ઉપર ગણાવેલાં પ્રગતિપોષક તત્ત્વોનો અમલ કરતાં એટલો વધુ સમય માનવને ગાળવો પડતો કે કલા, સંસ્કાર, શાંતિ, ધર્મ વગેરે તેને નિરુપયોગી પ્રવૃત્તિઓ લાગવા માંડી. ધનિકોની સંખ્યા વસ્તીપત્રકમાં વધતી જતી હતી અને ગરીબોની સંખ્યામાં પણ ઝપાટાભેર વધારો થયો. એ ઉપરથી ધનિકો કેટલા બધા ગરીબ લોકોનું પોષણ કરતા હતા તે સ્પષ્ટ થતું હતું.

સુરાજ્યનાં મુખ્ય બે અંગો, શાંતિ અને સુવ્યવસ્થા, સુંદ અને ઉપસુંદે ભારે જહેમત લઇ પ્રગટાવ્યાં હતાં. પ્રજાને નિષ્પક્ષપાત ન્યાય મળે એટલા માટે નિયમો નિશ્ચિત થયા હતા. એટલે અનિશ્ચિત

ધોરણોમાંથી માનવ મુક્ત થયો હતો. રાજ્યની સત્તાનો અને આજ્ઞાઓનો અમલ કરવા માટે બળવાન અને બહાદુર લશ્કર હાજર હતું, અને કાયદા તથા ધોરણોને અક્ષરેઅક્ષર ચીવટથી વળગી રહેનારા અમલદારોની શ્રેણીબંધ સંખ્યાઓ વધ્યે જ જતી હતી.

છતાં, સર્વવ્યાપી અસંતોષની લાગણી માનવમાં જણાવા લાગી. અસંતોષ ઉત્પન્ન કરવાનો ગુણ માનવના સર્વ પ્રકારનાં રાજ્યબંધારણોનો સામાન્ય ગુણ હોય એમ લાગે છે. જ્યાં સુધી દેવતાઓ વિરુદ્ધ એ લાગણી દોરાયલી હતી ત્યાં સુધી સુંદ અને ઉપસુંદની વ્યવસ્થામાં તેને ઉત્તેજન અને પોષણ મળ્યાં. અને ખરૂં જોતાં ભોળી માનવ જાતિએ એવી આશા પણ રાખેલી કે દુનિયાના સર્વ દુઃખોના આદિ કારણરૂપ ઇશ્વર ઉપરની શ્રદ્ધાનો અને દેવતાઓની ગેરવ્યવસ્થાનો અંત આવતાં તે બધાનો વિનાશ થશે અને સત્ય-યુગ પ્રગટ થશે. માનવ જીવનમાં ફેરફારો થયા પણ ખરા. પણ એ તો અનાદિ કાળથી થતા જ આવ્યા કર્યા છે! પરંતુ "સત્ય યુગ" તો આવ્યો નહિ. જીવનમાં થયલા નવા ફેરફારો આરંભમાં "પ્રગતિ"માં ગણાય છે એમ ગણાયા પણ ખરા: પરંતુ ઘાંચીના બેલની પેઠે એના એ ગોળચક્રમાં વિશ્વઘટનાની ઘાણી ચાલી રહી છે—એ અનાદિ કાળની શોધ માનવે થોડાં વર્ષો પછી પાછી કરી.

ઇશ્વરનું સ્થાન ખાલી થતાં તેને ઠેકાણે સુંદ અને ઉપસુંદ તેનું નામ ધારણ કર્યા વિના આવ્યા. સુખી કરવાનાં—કહો, થવાનાં,—સાધનો વધ્યાં, પરંતુ સુખ વધ્યું નહિ. શાંતિ અને સુવ્યવસ્થા તો સદાએ હોય છે તેવાં જ ચાલુ હતાં. એટલે કે આગળની સુવ્યવસ્થાને ઉથલાવી નવી સુવ્યવસ્થા ચાલુ થઇ હતી. શરૂઆતમાં ખબર પડી નહિ પરંતુ કાળે કરીને માનવને જણાયું કે ધનના રાશિ વડે કે કેવળ ધાન્ય વડે માનવ જીવન ધારણ કરે તો

તેને માટે તે અસહ્ય થઇ પડે છે. માનવ એટલેથી સંતોષ માની બેસી રહી શકતો નથી. માનવ અને પ્રાણીઓ વચ્ચે ગમે તેટલું સામ્ય હોય તે છતાં પોતાની ઉચ્ચતર શક્યતાઓની ઝાંખી કરવાની અને સંકલ્પપૂર્વક તેમના પ્રત્યે ગતિ કરવાની શક્તિને માનવ હંમેશને માટે દબાવી દઇ શક્યો નથી. તે આદર્શો જુવે છે, તેના હૃદયમાં ઉચ્ચ ભાવનાઓ જન્મે છે અને સાર્થકતા પ્રાપ્ત કરવા માટે તેને અધીર કરી મૂકે છે. તે સમયે પણ તેવું બન્યું.

આજે પણ કીડીઓના સુંદર ઘરની અંદર કે મધમાખીના વ્યવસ્થિત સ્વચ્છ મધપૂડાની અંદર કાર્યની જે નમૂનેદાર સામાજિક વહેંચણી અને વ્યવસ્થાપાલન—નિયમપાલન—છે તેને માનવ પ્રાપ્ત કરી શક્યો નથી. પરંતુ સુંદ અને ઉપસુંદના સમયમાં માનવ તેની ઘણી જ સમીપ પહોંચી ગયો હતો. અને માનવને જણાયું કે આર્થિક ઉન્નતિનો, બાહ્ય શાંતિ અને સુવ્યવસ્થાનો અને સર્વેની સમાનતાનો ગમે તેવો લાભ આપતું જીવન માનવની ઉચ્ચમાં ઉચ્ચ શક્યતાઓનો વિકાસ કરવામાં સહાયભૂત થાય જ એવું કાંઈ નથી. તેના આત્માને અનંત કાલથી કોઈ દિવ્ય તૃષા લાગી છે. પાર્થિવ નહિ એવા કોઈ પરમ આનંદ તથા પરમજ્ઞાન માટે તે ઝંખે છે. પોતે તેનો જ ભાગ છે—એવું અસ્પષ્ટ ભાન અનુભવે છે; અને આ જડ ગણાતા જગતમાં તે અનંતનું, તે પરમ આનંદનું, તે દિવ્ય જ્ઞાનનું, તે અનુપમ સૌન્દર્યનું, પ્રતિબિંબ પ્રગટ કરવા—એ સર્વ ઉચ્ચ તત્ત્વોને મૂર્ત કરવા–પોતાનામાં પ્રત્યક્ષ કરવા મથે છે. છોડ જેમ પ્રકાશ પ્રત્યે વળે છે તેમ માનવ પણ તેને અપ્રાપ્ત ઉન્નતિ પ્રત્યે, તેના પોતાના જ અવ્યક્ત સ્વરૂપ પ્રત્યે, વળ્યા વિના રહી શકતો નથી,

આખરે સુંદ અને ઉપસુંદને પણ એમ લાગવા માંડયું કે માનવજાતિમાં જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં

અસંતોષ ભેગો થતો હતો. તે અકારણ છે એમ પણ તેમને લાગ્યું. પોતે જે સુવ્યવસ્થા માનવજાતિને આટલી મહેનતે આપી હતી તેની કદર કરવા જેટલી પણ માનવજાતિ સમજુ ન હતી તે માટે તેઓ કોઇ વેળા ખિન્ન પણ થતા. કૃતઘ્ન માનવજાતિને પોતાની મરજી પ્રમાણે કરવા દેવાની છૂટ આપવાનો મરણીઓ વિચાર પણ તેઓ કરતા. પરંતુ બીજી જ પળે બ્રહ્મદેવ પાસેથી પોતે લીધેલી ગંભીર જવાબદારીનું તીવ્ર ભાન તેમને થતું. કૃતઘ્નતા સહી લઇને પણ ભાવિ પ્રજા પ્રત્યે દૃષ્ટિ રાખી માનવ સંસ્કૃતિનું રક્ષણ કરવાની ખાતર તેઓ પોતાનું કર્તવ્ય કર્યે જતા. અને પ્રત્યેક જમાનામાં મુત્સદ્દીઓ કરે છે તેમ એ રીતે એકંદર દુનિયાના બાલિશ અસંતોષ પ્રત્યે તેઓ ઉદાસીન બની શક્યા.

---

૭

પુરાતત્ત્વનો અભ્યાસ કરનાર મારા એક મિત્રે ૪૪ વર્ષના અભ્યાસને અંતે શોધ કરી છે કે સુંદ અને ઉપસુંદના સમયમાં આજની પેઠે છાપેલાં વર્તમાનપત્રો હતાં કે નહિ તે જાણવું હાલના સંજોગોમાં સંભવિત નથી! વારુ, છતાં એમણે એટલું તો નિર્વિવાદપણે સિદ્ધ કર્યું છે કે જનસમાજના વિચારો અને અભિપ્રાયો અનેક અસરકારક રીતે વ્યક્ત થતા હતા. વળી આજકાલની સુધરેલી અને પ્રગતિશીલ પ્રજાઓમાં સી. આઈ. ડી.—"છુપી પોલીસ"—નાં ખર્ચાળ ખાતાં પ્રજાની ચોક્કસ બાતમી રાખવા માટે અને દુનિયામાં ખોટી ખબરો–ગપો–ફેલાવવા માટે હોય છે તે પ્રમાણે "ગુપ્તચર યાને જાસુસ"નાં ખાતાંઓ તે સમયે પણ હતાં. પોપટ જેવાં મોહક, અને કબૂતર જેવાં નિર્દોષતાના નમૂના ગણાતાં પંખીઓ પણ તે કાર્ય માટે વપરાતાં હતાં. પરિણામે દારુના પીઠામાંથી કે સભામંડળના સભાપતિને આસનેથી, ધર્માચાર્યની વ્યાસપીઠો ઉપરથી કે ગણિકાની મેડીએથી, નદી, કૂવા, તળાવ વગેરે જળાશયોને કાંઠે અને હાટ તથા ચૌટાંઓમાંથી મળતી સર્વે સાચી–જૂઠી બાતમી એકઠી થતી હતી. વળી મારા મિત્રના અભિપ્રાય પ્રમાણે સાચી વાતો અને જૂઠી ગપો ફેલાવવામાં તે જમાનાનાં સાધનો આપણા ન્યુસપેપરો કરતાં ચઢે કે ઉતરે એ પ્રશ્નનું નિરાકરણ કરવું સહેલું નથી. ભાટચારણો અને તેમની ખરાં ખોટાં વખાણ કરવાની અદ્ભુત શક્તિ, જ્યોતિષિયો અને તેમની અનુકૂળ ભવિષ્યભેદી અને ભવિષ્યવાદી વાણી, હાથ જોનારાઓ અને કવિઓ સુદ્ધાં રાજ્યના કાર્ય માટે વપરાતા. વિધવાઓનો ફાળો

પણ નજીવો ન હતો. જમીનોની જાગીરો બક્ષી "યા ચ્ચંદ્ર-દિવાકરૌ" કીર્તિ પ્રાપ્ત કરી શકાતી! નિદાન, તેવી ભ્રમણાને માનવ પોષી શકતો! એકંદર દુનિયા આજે કીર્તિનાં એ ખંડીયેરોને યે ચલાવી લેવાની ના પાડે છે. બાકી દેવત્વ પણ માનવ જાગીરો આપીને મેળવી શકતો અને કવિઓને અદ્દભુત પ્રેરણા પણ આપી શકતો.

જે સંસ્થા રામચંદ્ર જેવા પ્રજાપ્રિય રાજા પાસે પણ તેની પ્રિય નિર્દોષ પત્નીનો ત્યાગ કરાવી શકે તેને કોણ "સમર્થ" નહિ કહે?

રાજાને "ચારચક્ષુ"—જાસુસોની નજરે જોનાર–કહેવામાં આવ્યો છે. "લોકાપવાદ" "બજારગપ–" "ગામગપાટો–" વગેરે અનેક પ્રકારે તે સમયે એ જાસુસસંસ્થા આજના પેપરો પેઠે પોતાનું કાર્ય કર્યે જતી.

સુંદ અને ઉપસુંદ પણ દુનિયાભરમાં વિસ્તરેલા પોતાના રાજ્યની વિગતવાર માહિતી રાખતા હતા.

થોડા સમયથી માનવજાતિના કેટલાક સભ્યોમાં અસંતોષ હદ કરતાં વધારે થઇ ગયો હતો. ખૂદ રાજ્યધાનીમાં તેમણે પ્રગટાવેલ સુવ્યવસ્થિત રાજસત્તાની વિરુદ્ધ ટોળીઓ જામી હતી! તેઓનો ઉદ્દેશ કેવળ રાજસત્તા લેવાનો ન હતો, પરંતુ જે અચલ સિદ્ધાંતો ઉપર તેમણે જગતને સુવ્યવસ્થિત કર્યું હતું તેમને ઉથલાવી પાછી અંધાધુંધી પ્રગટાવવાનો હતો. ગળાઇ ગળાઇને ગુપ્તચરોની તપાસને અંતે તેમના હાથમાં જે ટિપ્પણી આવી હતી તે ઉપરથી એટલું જણાતું કે આ બધા વિરોધનું મૂળ વ્યોમવિહારી અને તેની ટોળી ધનંજય, વીરભદ્ર વગેરે છે. પુષ્કરદ્વીપનો એ વ્યોમવિહારી રાજધાનીમાં આવ્યા પછી જ સુવ્યવસ્થાની વિનાશકારી ચળવળો ચાલી હતી!

"આ વિપ્લવવાદી નેતાઓએ તેમની અધમ નેમ પાર

પાડવા માટે કેટલાકનો સહકાર પણ મેળવ્યો છે. પરંતુ, લોકોની વફાદારી જોતાં તેઓ હજુ સુધી નિષ્ફળ ગયા જ ગણાય"–ટિપ્પણીમાં આગળ હતું.

"લશ્કરમાં પણ તેમણે અસંતોષ ફેલાવવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ વૃથા! આ ઉપયોગી બાતમી આપવા માટે......ને પારિતોષિક ઘટે છે."

વ્યોમવિહારીનું અતિ લોકપ્રિય થયેલું છેલ્લું કાવ્ય પણ તેમાં હતું—

—: અંજની ગીત :—

લોખંડી જંજીર વિદારી,
કે સોના બેડી તુચ્છકારી,
સ્વપ્નવિહાર. મનુજ! કરનારી
એ ત્હારી પાંખો!

ઉષારંગી તે ભૂમિ અનેરી,
દિવ્ય સૃષ્ટિ શુભ સ્વર્ણરસેલી,
ત્યાં દૃષ્ટિ ઠરતી રસઘેલી—
તારી માનવ હે!

પ્રભુબાળક, કુદરતના જાયા!
સ્વપ્નદૃષ્ટિ પ્રભુતાની સૃષ્ટિ;
મનુજ! દિવ્ય અધિકાર જ તારો
સ્વપ્નાં—સેવાનો!

ભાવિમાં જે સત્ય છુપાયુંઃ
સ્વપ્ન, તેનું દર્શન છે પ્યારું:
અંતરની દૃષ્ટિએ સ્વપ્ન અનેરું એ!

વિશાળ કાળપટે વિલસંતું,
પ્રતિબિંબ હૃદયસ્થ પ્રભુનું,
અમરકળાએ આકર્ષંતું—
સ્વપ્નું આત્મનને!

સ્વપ્ન વડે તું જીવન ભરજે !
સ્વપ્નમયી સૃષ્ટિમાં સરજે !
સ્વર્ગ અને પૃથ્વીના જાયા !
સ્વપ્નસરે સરજે !
( ઝીલવાનો ટેક ) સ્વપ્ન મહિં તરજે !
સ્વપ્ન જગે રચજે ! *

સુંદે મોટેથી તે કવિતા ઉપસુંદને વાંચી સંભળાવી. "છેલ્લી લીટી લોકોનું મોટું ટોળું ઝીલતું હતું" એમ પણ ટિપ્પણીમાં હતું ! વળી, એક મોટી ધજા લઈને મોખરે ચાલતા કેટલાકની ધજા ઉપર લખ્યું હતું-"જે સ્વપ્ન જાગૃતમાં નથી જોવાતું તે સ્વપ્ન જ નથી."

સુંદે કહ્યું "કવિતા તો ઠીક—પણ આ પાછી દેવત્વની વાતો અને સ્વપ્નાના વિહાર કેમ પાલવે ? આ માણસને છૂટો કેમ રખાય ?"

બાતમીદારોની ટિપ્પણીમાં આગળ હતું—"વસંતોત્સવો, નગરકીર્તનો, શરદુત્સવો વગેરે શરુ થયા છે; કવિઓને સન્માન અપાવા લાગ્યાં છે. પ્રજામાંથી કેટલાક છૂપાં છૂપાં દાન પણ આપે છે એમ લાગે છે" !

હુકમ પ્રમાણે અધિકારીઓએ વ્યોમવિહારી, વીરભદ્ર, ધનંજય વગેરે સર્વેને કારાવાસમાં મોકલી દીધા. અને જો તેઓ પોતાનો દુરાગ્રહ ન છોડે તો તેમને દેહાંતદંડ થવાનો એ પણ સ્પષ્ટ હતું. એવામાં એક એવી ઘટના બની કે જેવાં પરિણામ જગતને માટે નિશ્ચયાત્મક નીવડયાં.

* આ ગીત મૂળ અંગ્રેજીમાં free verse માં લખ્યું હતું. તેનું ગુજરાતીમાં રૂપાન્તર કરવા માટે મારા બંધુ પૂજાલાલનો હું ઋણી છું. ( લેખક. )

૮

વસંતઋતુના પ્રારંભમાં પ્રાણની—ચેતનાની—જે અદ્‌ભુત ભરતી વર્ષે વર્ષે આવે છે તેવી આવી છે. પાનખર ઋતુની કડકડતી કાળરાત્રિનો અંત આવ્યો છે. બોડારોડા પીપળાની ડાળીઓ ઉપર લોહીઆળા રંગની કુંપળો બેસી ગઇ છે. લીલાછમ આંબે મ્હૉર પ્રગટવા માંડયો છે. તેનો મઘમઘાટ દૂર દૂર પ્રસરી રહયો છે. પુષ્પોનો બ્હાર પ્રભાતમાં ચારેબાજુ જીવનની વિપુલતાનો સૌરભ વસંતના વાયુમાં ફુંકી રહ્યો છે. પુષ્પોથી લચેલી વેલીઓ વૃક્ષોને વિંટાઇ રહી છે. વૃક્ષોની કુંજોમાંથી કોયલ મીઠા ટહૂકાર કરી રહી છે. પૃથ્વી સમસ્તના અદૃષ્ટ ચેતનસાગરમાં કોઇ અદશ્ય જીવનલહરીનું મોજું ઉછળી રહ્યું છે અને પ્રાણીમાત્રને—ચેતનવાન પ્રકૃતિ સમસ્તને—હિંચોળી રહ્યું છે. પાનખર જેવી ઋતુ હોઈ શકે એવું માનવાને પણ મન ના પાડે એવું ઉલ્લાસભર્યું નૃત્ય પ્રકૃતિએ ચારે બાજુ પ્રકટાવ્યું છે.

માનવના પ્રાણ પણ ચકડોળે ચઢયા. ફાલ્ગુનીને વધાવ્યા પછી વસંતપંચમીના વાયુ વાતાં પ્રાણ અસ્થિર—ચંચલ—થઇ ગયા. એ ઊર્મિના ઉદ્રેકમાં, એ પ્રાણના સુભગ ઉલ્લાસમાં પ્રાણ પ્રાણથી જડાવાને અવચેતનામાંથી સ્ફુરવા લાગ્યા. વૃક્ષોનાં પુંકેસર અને સ્રીરજ એક જ કોશમાં એકત્ર થયાં. પંખીઓની બેલડીઓ સામસામે બેસી નરમાદા એક બીજાને ડોક વાંકી કરી કરીને નિહાળતાં હતાં. કિશોર અવસ્થા વટાવી યુવામાં પ્રવેશ કરનાર માનવને માટે તે દશા માદક હતી. શી બેપરવાઇ ? શી એ જીવનની આત્મમુગ્ધતા અને આત્મવિલીનતા ? "વિસ્તાર"—"વિશાળ થઈ રહેવું"—એ એક માત્ર

લગની જ તેને લાગેલી ! યુવક અને યુવતીઓના પ્રાણુમાં કોઈ અસ્પષ્ટ પરંતુ મધુર સંગીતનો ગુંજારવ થઇ રહ્યો. અનિશ્ચિત છતાં દુર્ધર્ષ કોઇ આવેગના તનમનાટે સર્વેને ચંચલ બનાવી મૂકયાં. પ્રાણુસાગરની એ ઊર્મિ શમે તે પહેલાં તો તેણે યુવાવસ્થાને મદથી ચકચૂર કરી દીધી, અને વિશ્વનો કોઇ અદૃશ્ય હેતુ સાધવા તેને સાધન બનાવી મૂકી. જીવનના અનંત સાગરમાં અનિર્દિષ્ટપણે વિસ્તરતી કોઇ લહરી પેઠે માનવનો પ્રાણુ કેવળ ગતિમાં કે કેવળ વિસ્તારમાં સાર્થકતા શોધતો નથી; તેને અન્ય પ્રાણુલહરીમાં સમાવાની-તેની સાથે ઐકય સાધવાની તાલાવેલી હોય છે, કારણુ કે એ એકતામાં તેને આનંદ મળે છે. અન્ય પ્રાણુલહરીમાં પોતાનાં આંદોલનો તે વાંછતો ગતિ કરે છે; તેવી લહરી મળતાં તેના કેન્દ્રમાં સ્વેચ્છાએ વિસ્તરવાની સ્વતંત્રતા-મુક્તિ તે શોધતો ફરે છે.

એવી એક સુંદર પ્રભાત રાજમહેલ અને તેના વિશાળ ઉદ્યાનમાં હમણાં જ ઉષાની અરુણિમા લઈ જવાની તૈયારી કરે છે. વિજયમાં સ્થિર થયા પછી સુંદ અને ઉપસુંદ બન્ને ઘણા વૈભવથી રહેતા હતા. અર્ધ યોજન જેટલો પટ રોકીને ઉદ્યાનની બરોબર વચ્ચે તેમના સુંદર કારીગિરીથી શોભતા પ્રાસાદની ઉપરનો ભાગ ઘણે દૂરથી દેખાતો. પાસે આવતાં એ પત્થરના કોરી કાઢેલા પ્રચંડ હાથીઓ પ્રવેશદ્વારનું કામ કરતા જણાતા. તેઓનાં મુખ આવનાર તરફ હતાં -પરંતુ તેમની સૂંઢ ઉંચી થઇને એક બીજા પ્રત્યે વળીને બરાબર વચ્ચે એકઠી થતી હતી. એ પ્રમાણે બનેલી સુંદર છટાદાર કમાન ઉપર દરેક હાથીની સૂંઢમાંથી ઉદ્દંડ પ્રફુલ્લ કમળ કોરી કાઢેલું હતું. એ કમળોની વચ્ચે એક કમળની કળી પણ કોરેલી અને રંગેલી હતી.

તે પ્રવેશદ્વાર જંબુદ્વીપના પ્રાચીન દેવકાળના કોઇ મંદિરનું હતું એમ વૃદ્ધ લોકો કહેતા. ઉદ્યાનને એક છેડે ( જમણી બાજુએ )

બે કૃત્રિમ ખડકોની યોજના કરી હતી. તેની ઉપરથી ઝરણાંની પેઠે પાણી છંમ છંમ કરતું સતત પડયા જ કરતું. તેની પાછળ રહેલી પવનચક્કી કૂવાનું પાણી આપોઆપ ઉપર ચઢાવી ટાંકીને ભરેલી રાખતી. એક બાજુ રજનીગંધાનાં પુષ્પોની તીવ્ર સુવાસ ઘ્રાણેન્દ્રિયને બેભાન કરી મૂકતી, તો બીજી દિશામાં જતાં ગંધરાજની મધુર પરિમળ ઠંડી ઠંડી આવતી. વળી એક તરફ બટમોગરાની ઉત્તમમાં ઉત્તમ જાતનો સંગ્રહ આવી રહ્યો હતો. ગુલાબ જેવડો એકેક મોગરો તે પર થતો-અને શી સુગંધ?

પ્રાસાદની પાછલી બાજુની વાડે સુવર્ણચંપાનાં ઝાડો અને તેની બન્ને બાજુએ આંબાઓ, બકુલો, શિરીષો હતા. વસંતઋતુના પ્રભાવે સર્વે વૃક્ષોને ગાંડાંતુર કરી મૂકયાં હોય તેમ મધુર, મંદ, તીવ્ર, કષાય, એવા વિધવિધ પરિમલભર્યા વાયુઓ પુષ્પો અને મંજરીઓમાંથી છૂટી રહ્યા હતા. ડમરા, તુલસી, કેતકી વગેરે સર્વે પ્રકારનાં સુગંધી પુષ્પો હતાં; સફેદ ચંપાનું વૃક્ષ પુષ્પો જ પુષ્પોથી ભરાઈ ગયું હતું! પારિજાતનો સૌરભ એક દિશામાંથી આવીને નાસિકાને પૂરી દેતો. મધુમાલતી સ્થળે સ્થળે વ્યાપી ગઇ હતી.

કૃત્રિમ જલસ્ત્રોત જ્યાં પડતો હતો ત્યાં એક ઉંડી તલાવડી જેવું કરી તેમાં જાતજાતનાં કમળો-લાલ, શ્વેત, નીલ રંગનાં-ઉગાડયાં હતાં; તે પણ પ્રભાતમાં અર્ધાં ફાટયાં હતાં.

પરંતુ સૌથી વધારે આકર્ષક તો પ્રાસાદની લગોલગ આવી રહેલું ગુલાબનું ઉદ્યાન હતું. કહે છે કે દેવતાઓના અમલના સમયનો માળી-જેને વિરલમાં વિરલ ગુલાબોનાં ઉછેરણી કરવાનો અનુભવ અને માહિતી હતાં-તેણે આ આખું ઉદ્યાન અને ખાસ કરીને ગુલાબોની કયારીયો કરી હતી. પુષ્પોની રાણીસમાં ગુલાબો વિધવિધ શણગારો સજીને ત્યાં હાજર હતાં--અર્ધવિકસિત-કેવળ કલીઓ જ રહે તેવાં, કેટલાંક નાનાં, કેટલાંક મોટાં, કેટલાંક સુંવાળાં દળવાળાં,

તો કેટલાંક કઠણુ. અને તેમના કેટલાએ રંગો !–સોનેરી રંગનાં–આછાં ને ઘેરાં—એવાં અનેકરંગી ગુલાબો ઉપર પ્રભાતનાં જળબિંદુઓ ઠર્યાં હતાં.

એ પ્રભાતના સુરભિભર્યા વાયુએ સુંદ અને ઉપસુંદને જાગ્રત કર્યા. તેમણે પૃથ્વીની, પુષ્પોના સૌરભની, અને ઉષાની અરૂણિમાની મસ્તી પોતાના સ્વસ્થ–જાગ્રત થયલાં રોમે રોમમાં અનુભવી–ભરી. જાગ્રત થઇ તેમણે ઉદ્યાનના ગુલાબોથી ભરેલા અને હરિયાળીથી છવાયલા ભાગ ઉપર દૃષ્ટિ કરી. ત્યાં તેમણે શું જોયું ? જ્યાં કદી કોઇ માનવી સંચરી શકે નહિ એવા તેમના પ્રાસાદના ઉદ્યાનમાં આ શું કૌતુક ? બરાબર તેમની દૃષ્ટિ સામેના એક કયારામાં વિકસેલ સુવર્ણગુલાબનું પુષ્પ કોઇ અનુપમ લાવણ્યભરી સુંદરી ચૂંટી રહી છે !

પોતે સ્વપ્ન તો જોતા નથી તેની ખાત્રી કરવાને બન્નેએ પોતાનાં નેત્રો ચોળીને ફરીથી જોયું. ના, સ્વપ્ન નથી. કોઇ દિવ્ય સૌન્દર્યભરી તે વાસ્તવિક રમણી હતી. આછા વસ્ત્રમાંથી તેના દેહકુસુમનો મોહક સૌરભ પ્રસરતો હતો વસંતના અનંત આલાપોમાં સુંદ અને ઉપસુંદના પ્રાણમાં તે પ્રધાન આલાપ રૂપ થઇ પડયો ! કવિ કાલિદાસની ભાષામાં માનવકરાંગુલિના કઠોર સ્પર્શથી અસ્પૃષ્ટ કિસલયસમા ત હતી—નૈસર્ગિકતામાં આત્મલીન, છતાં દિવ્ય મોહિનીશક્તિ ભરી ! માનવની કૃત્રિમતાથી, તેના લોભથી, તેની સર્વે ગ્રામ્ય કામનાઓથી અને વિકારોથી અસ્પૃષ્ટ અને અસ્પર્શ્ય કેવળ સૌન્દર્ય દેહ લઇ તેમની સમક્ષ ઉભું હતું. છૂટો ઉઘાડો કેશકલાપ, આછું વસ્ત્ર, કમલદંડ જેવા હસ્ત, દાડિમ જેવી દંતકલિકા, ચંદ્ર જેવું મુખ, તારા જેવી ગહન દૃષ્ટિ, કમાન સરખી ભ્રુકુટિ, પરિસ્ફુટ કમલદ્વયના જેવો ઉરપ્રદેશ અને વિલોલ દેહલતા– એની મોહિની અનુભવ વિના કેવી રીતે સમજી શકાય ! તેના

એક હાથમાં તાજાં પ્રફુલ્લ પુષ્પોથી ભરેલી એક સુંદર કરંડિકા હતી.

બન્ને ભાઈઓ ઘડીભર એ સૌન્દર્યમૂર્તિને નિહાળી રહ્યા. ના, ના, નેત્ર વડે તેનું પાન કરી રહ્યા. પરંતુ નયન વડે પીતાં ધરાયા નહિ. થોડી વારે એ મૂર્છનામાંથી બન્ને જાગ્રત થયા—બન્નેને ભાન આવ્યું—બન્નેની આંખો મળી! પરસ્પર ભાવ બન્નેનાં અંતર સમજ્યાં. પરંતુ એકેયને એ ભાવ આવકારલાયક ન લાગ્યો. બોલ્યા વગર મંત્રમુગ્ધ પેઠે બન્ને ઉપરથી નીચે ઉદ્યાનમાં ઉતરી આવ્યા અને તે સુંદરી તરફ ચાલ્યા. કોઈ બોલ્યું નહિ.

પગરવ સાંભળીને તે સુંદરી ચમકી અને રવ તરફ ફરી. છ નેત્રો ભેગાં થયાં! માનવજાતિનું ભાવિ તે ક્ષણે નક્કી થયું!



# ૯

તિલોત્તમાને જોયા પછી બન્ને ભાઈ સુંદ–ઉપસુંદની અવસ્થા ઘણી જ વિચિત્ર થઈ ગઈ. એના અદ્ભુત રૂપનું આકર્ષણ અનિવાર્ય નીવડ્યું. અસ્વસ્થ મનોદશામાં કેવળ તિલોત્તમાની મૂર્તિ જ તેમના મનમાં રમવા લાગી. તેને જોયા પછી બીજે દિવસે બન્ને ભાઈઓએ "તે ક્યાં રહે છે? ક્યાંથી આવે છે?" વગેરે માહિતી એક બીજાથી સ્વતંત્ર રીતે મેળવી લીધી. ક્રૌંચદ્વીપથી પોતાના રસાલા સાથે તે આવી હતી અને અમુક સ્થળે રહેલી હતી તે ઉપરાંત કશી ખાસ વિગત મળી નહિ. તેની અને વ્યોમવિહારી વચ્ચે કોઈ પણ પ્રકારનો મેળ હતો તેનું તેમના જાણવામાં પણ ન આવ્યું–કારણ કે વિહારી કારાવાસમાં હતો અને તેના કારાવાસ પછી તિલોત્તમા તેમના પ્રાસાદના બાગમાં આવી તે દિવસ સિવાય બહાર ગઈ ન હતી.

બીજે જ દિવસે સાંજે સુંદે વધારે વખત રોકાવા કરતાં પહેલું જ પોતાનું નસીબ અજમાવવાનો નિશ્ચય કર્યો. તેને ક્યાંથી ખબર હોય કે ઉપસુંદે પણ તેવો જ નિશ્ચય કર્યો હતો? પરિણામે સાયંકાળે બન્ને જણા તિલોત્તમાના ભુવનમાં એકી વખતે આવી પહોંચ્યા અને પોતાનો પરસ્પર રોષ છૂપાવી "તિલોત્તમાએ મને આમંત્રણ કર્યું છે"—એવું ખોટું બહાનું આપીને બન્નેએ એક બીજાને છેતરવાનો પ્રયત્ન કર્યો.

તિલોત્તમા તેમના આગમન માટે છેક અસજ્જ હતી તેમ ન હતું. વળી, અજાણ્યા પુરુષ જોડે પરિચય કરવો તેને માટે નવું ન હતું. તેણે ૭ દ્વીપોમાં મુસાફરી કરેલી હતી. દિવાનખાનામાં

બન્નેને આવકાર આપી પોતે સામેને સુખાસને બેઠી અને દાસીને ચાંદીનાં પાત્રોમાં દ્રાક્ષનો શરબત લાવવાની આજ્ઞા કરી.

બન્ને ભાઈઓના મનમાં એવો વિચાર હતો કે તિલોત્તમા જાતે જ પોતાનો પ્રેમ એકને માટે, અલબત્ત પોતાને માટે, જાહેર કરે તો પછીનું કાર્ય સરલ થાય. પરંતુ, અણુચિંતવ્યા બેગા થઇ જવાને લીધે બન્નેના મનમાં ક્ષોભ થયો હતો. એટલે બન્ને બાજી કેવી રીતે ચાલે છે તેની વાટ જોતા હતા.

પોતાને ત્યાં સર્વસત્તાધારી બે ભાઈઓ આવેલા હતા તે તિલોત્તમા જાણુતી હતી. તેમનો આશય પણ લગભગ પૂરેપૂરો તે સમજી ગઇ હતી. તેણે બાજી બરાબર ખેલવાનો નિશ્ચય કર્યો. તેન વિહારીને મુક્ત કરવો હતો!

દિવાનખાનામાં જામેલ અસ્વાભાવિક અને ક્ષોભથી ભરેલા મૌનનો છેવટે સુંદે ભંગ કર્યો—"તમે સૌન્દર્યની શોધમાં લગભગ આખી પૃથ્વીની યાત્રા કરી એવું સાંભળ્યું છે તે સાચું ?"

ખસનો નાજુક પંખો ખાતાં તિલોત્તમાનું વસ્ત્ર સંભાળપૂર્વક કરેલી બેદરકારીથી ખભા ઉપર સરી પડયું. તે સંકેલ્યા વિના જ તેણે ઉત્તર દીધો, "હા, સાચું છે." સ્મિત કરીને તેણે સુંદ પ્રત્યે દૃષ્ટિ કરી. તેનું કપડું ખભાથીયે નીચે સરી જઇને સાડીના વળમાં સંતાઈ રહેલી સુંદર કાળા વાળની લટ દેખાડી રહ્યું. સ્મિતને સુંદે પોતાને મળતા ઉત્તેજનની નિશાની તરીકે ઝીલ્યું.

ઉપસુંદ આ બધા વ્યવહાર પ્રત્યે અંધ રહ્યો ન હતો. તેને થયું કે—મૌન રહીને પોતાની તક ગુમાવવા કરતાં પ્રયત્ન શા માટે ન કરવો ? "રાજ્યવ્યવસ્થાનું કાર્ય નીરસ ગણાય છે તોપણ અમારી સઘળી ધારણા જગતને સુંદર બનાવવાની જ છે"—તેણે પોતાનો પાસો ફેંક્યો. તિલોત્તમાએ તેના પ્રત્યે પોતાનું મુખ ફેરવ્યું. સાડી ખભા સુધી ઉપર ખેંચી બે હાથની તેણે અદબ વાળી અને કાંઇક

આશ્ચર્યનો ભાવ ધારણ કરી સ્મિત સાથે ભમરો ઉંચી ચડાવી પૂછ્યું, "એમ કે ? મને ખબર ન હતી." આવી ઉપયોગી ખબર તેને આપવા માટે અને તેના ઉપર આટલી મમતા બતાવવાને માટે નેત્રો વડે નિર્દોષ આભારની લાગણી તેણે ઉપસુંદના ઉપર વરસાવી. ઉપસુંદ અંતર સુધી ભિંજાયો.

સુંદે બાજી પોતા:ભણી ખેંચવા કહ્યું, "તે દિવસે પ્રાતઃકાળે તમે ઉદ્યાનમાં કેવી રીતે આવી ચઢયાં હતાં ?" તેના અવાજમાં તિલોત્તમાની કદર સ્પષ્ટ હતી. ઉપસુંદે તુર્ત જ ઉમેર્યું, "ખરેખર ! બહુ સાહસ કર્યું કહેવાય ! અને તે દિવસનું તમારૂં રૂપ..." તેણે વાક્ય અધુરૂં મૂકીને જ પૂરું કર્યું.

તિલોત્તમાએ પોતાની ચાલ આરંભી. સુંદ તરફ ફરી તેણે કહ્યું, "એમાં તમને આશ્ચર્ય લાગે છે ?" ઉપસુંદ તરફ જોઈ તે બોલી, "શું એને તમે સાહસ કહો છો ?"

પછી કાંઈ શરમાવાનો દેખાવ કરી તેણે ઉમેર્યું, "મને તો એમાં લાભ જ થયો છે એમ હું માનું છું."

એટલામાં દાસી દ્રાક્ષના રસના પ્યાલા સુંદર પાત્રમાં મૂકીને લાવી. તિલોત્તમાએ તેના હાથમાંથી પોતે પાત્ર લીધું. ખુલ્લું માથું એમનું એમ રહેવા દઈ તેમાં નાંખેલ વેણી દેખાય તેવી રીતે આવીને પોતે સુંદ અને ઉપસુંદ બન્નેની વચ્ચે પાત્ર હાથમાં ધરી ઉભી રહી. "મને પહેલું આપશે" એવી બન્નેની આશા ફળી નહિ. તેણે બન્નેને પાત્રમાંથી પ્યાલા ઉચકવાની સ્થિતિમાં મૂક્યા. બન્નેએ પ્યાલા લીધા ત્યારે દરેક પ્રત્યે તેણે સ્મિત કર્યું. અને પોતે પ્યાલો લઈને સામા બાજઠ ઉપર મૂકી પોતાના આસનમાં બેઠી. અને તર્જની આંગળી અધરના ઉપર ટેકવીને બારીમાંથી બ્હાર શૂન્યતા પ્રત્યે નિહાળી રહી. બન્ને ભાઈઓ મનમાં તેના રૂપનાં વખાણ કરતા હતા. તેવામાં તિલોત્તમા પોતે જ સાવધ

થઈ અને પ્યાલો મુખ પાસે લઈ જઈ બિંબ જેવા લાલ ઓષ્ઠનો સ્પર્શ કરી તેણે પ્રથમ બે નાજુક ઘુંટડા લીધા–જાણે બે નાજુક મીઠાં ચુંબનો! સુંદ અને ઉપસુંદ નિર્નિમેષ દૃષ્ટિએ તેને નિહાળતા હતા.

જ્યારે સુંદ કે ઉપસુંદ બેમાંથી કોઈના પણ પ્રત્યે તેનો પક્ષપાત આપોઆપ પ્રગટ થયો નહિ ત્યારે તે વિશે નક્કી કરવાના વિચારથી સુંદે સામાન્ય દેખાતો પ્રશ્ન ફેંક્યો, "આખી પૃથ્વીની યાત્રા કરી તેમાં તમને સૌન્દર્ય હજી સુધી દેખાયું જ નથી કે શું?" એમાં કાંઈક કટાક્ષનો ભાવ પણ હતો; પરંતુ તે તોફાની કટાક્ષ હતું! તેણે સ્મિતકોમલ દૃષ્ટિ પણ તિલોત્તમા પ્રત્યે નાંખી.

"હજી પણ હું તો તેની શોધમાં જ છું" તિલોત્તમાએ ઉત્તર આપ્યો.

"અમારી રાજધાનીમાં આવ્યા પછી પણ તમને સુંદરતા ન દેખાઈ?" ઉપસુંદે પ્રશ્ન કર્યો.

"હજી સુધી તો ના. ભવિષ્યની વાત કોણ જાણે!" તિલોત્તમાએ આશાનું કિરણ મૂકયું. ઝીણી સાડીમાંથી દેખાતી અત્યારે તેની દેહલતા વસંતના પ્રભાતના કરતાં કાંઈ જૂદી જ લાગતી હતી. આટલે સમીપ અને વાતચીતનો પ્રસંગ–એ પણ ઉત્તેજક હતાં–તિલોત્તમા પોતાના રૂપનો કારમો ઉપયોગ બુદ્ધિપૂર્વક કરી રહી હતી. તેનો એકેએક હાવભાવ સુંદ ઉપસુંદની માનસિક સ્થિરતામાં મોટાં મોટાં ગાબડાં પાડી રહ્યો હતો.

"આ દૂધ જેવા સફેદ હસ્ત!" સુંદના મનમાં વિચાર આવ્યો. તેણે ધૃષ્ટતા કરીને કહ્યું, "તમારી અનુમતિ હોય તો અહીં મહાન સમારંભ કરીએ; તમે તેમાંથી સૌન્દર્યની મૂર્તિને પસંદ કરો તો કેવું?"

"અમારા ક્રૌંચદ્વીપમાં "સ્વયંવર" કરવાની પ્રથાને બદલે "સ્વયંપત્ની" કરવાનો રિવાજ હજી પણ છે" તેણે ગંભીર થઇને સુંદને આઘાત કર્યો.

ઉપસુંદે તેનો લાભ લીધો, "એટલે શું ઘણી સ્ત્રીઓ ભેગી થાય અને પુરુષ તેમાંથી પોતાની સૌન્દર્યસખી પસંદ કરે?" "હા, અને સ્ત્રીની અનુમતિ હોય તો પુરુષની પસંદગી કાયમ રહે."

"હાસ્તો, એ તો સૌન્દર્યમૂર્તિ સુંદરી અને તેનો ભક્ત ભોગી બન્ને મળવાં જોઇએ" સુંદ બોલ્યો. "એવાંનાં મિલન કેવળ બ્હારનાં હોય? અંતરનાં પ્રથમ જોઇએ."

ઉપસુંદ—"એ તો અંતર જ જાણી શકે એવા મિલનની આતુરતા અને તૃષા!"

સુંદ—"હા, કોઈ વિરલો જ સૌન્દર્યરત્નને પરખે અને પિછાને અને વીરલાને જ તેની ગેરહાજરી ક્ષુધા જેવી સાલે."

તિલોત્તમા—"જે આતુરતા ઉપભોગ વડે શાંત થાય તેના વડે થયેલ મિલન કેટલું દીર્ઘજીવી હોય? તૃષા છીપતાં પેય પદાર્થ અકારો નહિ તો અગાધ તો થઈ જ પડવાનો" તેણે ઉપસુંદ પ્રત્યે નેત્રનો કટાક્ષ ફેંકતાં કહ્યું.

"અને રત્નનો પરખનાર તેની કિંમત આંકે એ સાચું; પરંતુ તમારી સૌન્દર્યરાણીની પણ છેવટે કિંમત જ આંકશો! તેને એ અમૂલ્ય નહિ રહેવા દો? ક્ષુધા તૃપ્ત થયે આહાર ઝેર સમાન નહિ થઇ પડે?" તેણે સુંદ પ્રત્યે મશ્કરી અને તોફાનભરી દૃષ્ટિ નાંખી પ્રશ્ન કર્યો. તુર્ત ઉભા થઇને તેણે પોતાના બાગમાં જરા ફરવા માટે બન્નેને આમંત્રણ કર્યું.

બન્ને લોભાયા તો હતા જ. તેમણે માની લીધું કે તિલોત્તમા છેક નારાજ નથી, તો પછી શા માટે પાછા પડવું? ત્રણે જણાં બાગમાં ફરવા લાગ્યાં. સુંદર પુષ્પોવાળા છોડ જોતાં તેઓ એક

મોટા આંબાની વાડી ઘટામાં આવ્યાં. આંબાની મજબુત ડાળીએ એક હિંડોળો લટકતો હતો. તિલોત્તમાએ તે તરફ જોવા માંડયું. બન્ને ભાઇઓ વિચારમાં પડયા. અપરિચિત ગણાતી તિલોત્તમા જોડે હિંડોળે બેસીને હિંચવાને તેમનું મન તલપાપડ થઈ રહ્યું હતું. પરન્તુ હિંડોળો જરા સાંકડો હતો અને ત્રણ જણાની તેના ઉપર ગોઠવણ શી રીતે થાય ? એ સવાલ ઉપરાંત કયાં બેસવું એ પણ એમાંથી એક બીજાની હાજરીમાં નક્કી કરી શકે તેમ હતું નહિ. બન્નેએ મનમાં પરસ્પર શાપ આપ્યા. પોતે એકલો જ હોત તો કેવી મઝા પડત ?–તેની કલ્પનાઓ કરી. તિલોત્તમા તેમના મનની સંકડામણ બરાબર સમજતી હતી. તેને પોતાનો હેતુ કોઇ પણ પ્રકારે સર કરવો હતો. પોતે હિંડોળાની વચ્ચે– "હાશ ! અહીં કેવો ઠંડો પવન આવે છે ?" એમ કહીને બેઠી.

"પણ તમારે જાતે હિંચકો લેવો પડશે; એ ઠીક નથી" સુંદે કહ્યું અને તે જરા આગળ આવવા લાગ્યો.

"તમે પણ આવો" તિલોત્તમાએ ઉપસુંદને જરા ઉત્તેજન આપ્યું. બન્ને જણા આવ્યા. "આપણે જરા સંકડાઇને બેસીશું તો સમાસ થશે" તિલોત્તમાએ કહ્યું. બન્ને જણા બાજુ ઉપર બેઠા. પરંતુ તેમનાં મન તદ્દન ઉદાસ થઇ ગયાં હતાં !

જ્યાં સુધી તેમનામાં રમી રહેલ ઇચ્છાનો પ્રત્યુત્તર ન મળે, જ્યાં સુધી પોતાને તિલોત્તમાના રૂપનો ઉપભોગ લેવાનો અનન્ય (ભોગ્ય) હક્ક ન મળે, ત્યાં સુધી તે બેમાંથી કોઇને સંતોષ થવો સંભવિત ન હતો. કામનાના વિકારનાં ચશ્માની ભૂરકી જ એવી છે કે તે સૌન્દર્યને પણ પોતાની–બાપીકી–મતા બનાવવાનાં ફાંફાં મારે છે. સૌન્દર્ય તેના સર્વે અધિકારીઓ માટે છે એ ભૂલાઈ જવાય છે, અને અહંતા અને કામનાભરી વિકારવૃત્તિનો દોષ આખા અંતરમાં વ્યાપીને "આ તો હું–આ મારું પોતાનું–આ તો

મારી આગવી મતા" એવું થાય છે. સાચા રસના ભોગમાં અનુભવ વગરના હોય છે તેઓ જ એ વિકારી, કામનાભરેલી દશાને શુદ્ધ સૌન્દર્યપૂજા કે ઉચ્ચ પ્રેમ ગણવાની ભૂલ કરે છે. પરંતુ, આખરે તો એ બન્ને માનવ !

તિલોત્તમા તેમની સ્થિતિ જાણી ગઇ હતી. તેણે નિર્દોષ ભાવે પોતાની અર્થ વગરની મશ્કરીઓ અને મીઠા બોલો ચાલુ રાખ્યા. બન્ને તેની અડોઅડ બેઠા હતા અને કલ્પના વડે પોતાને તેની સાથે એકલો બેઠેલો કલ્પતા હતા ! એ કલ્પનાથી કાંઇક આશ્વાસન મળતું હતું, કારણ કે તે સાચી પડી શકે તેવી કલ્પના હતી. "મારા વિષે તે સાચી પડશે" એવું બેય માનતા !

સાયંકાળ થઈ ગયો અને બન્ને જણા જવાને ઉઠયા. તિલોત્તમાએ દાસી પાસે તાંબુલવિહાર મંગાવ્યા અને પોતાના બે હાથમાં બે પાન લઈને આગળ ધર્યાં. પહેલા લેવાના લોભમાં બન્નેના હાથ એકીસાથે—અજાણ્યે ભેગા જ આગળ આવ્યા. એક બીજા સામે ઝેરભરી દૃષ્ટિની આપલે થઇ.

તિલોત્તમાએ નિર્દોષ ભાવે કહ્યું, "ફરીને બેય અતિથિઓ પધારશો એવી આશા રાખું છું." બન્ને નમન કરી બ્હાર આવ્યા. રોજ એક જ વાહનમાં કે સાથે પગપાળા જનાર બન્ને ભાઈઓ જૂદી જૂદી દિશામાં વગર બોલ્યે ચાલ્યા ગયા !

તિલોત્તમાએ છેવટ સુધી બધી બાજી જોઈ હતી. તેને હવે કાંઇક નિરાંત થઇ. કારણ કે તેનો પાસો સવળો પડવાનાં ચિન્હો જણાતાં હતાં. છતાં વ્યોમવિહારી વિના તેને ચેન પડતું ન હતું. પોતે એ જ દિવાનખાનામાં ઘણો સમય તેની સાથે કાઢેલો તેને યાદ આવતો અને તે ખિન્ન થતી. આંબા નીચેના હિંડોળ ઉપર બન્નેએ કેટલીએ સંધ્યાઓ વીતાવેલી તેનું સ્મરણ થતાં અને આજે તેના ઉપર સુંદ ઉપસુંદ સાથે પોતે બેઠી હતી તે યાદ આવતાં

તેના ક્રોધનો પાર રહ્યો નહિ. પરંતુ પ્રદીપ્ત વાસનાનો અગ્નિ- વિષયલોલુપતાનો વિશ્વવ્યાપી દવ—હવે એ જુલમગાર સુંદ ઉપસુંદને ક્યારે બાળીને ભસ્મ કરે તેની તે વાટ જોતી હતી.

સત્તા અને સમૃદ્ધિને જંબુદ્વીપમાં એકત્ર કરનાર સુંદ ઉપસુંદ સૌન્દર્યની શક્તિથી અજાણ્યા હતા તે જાણી તેને ઘણી નવાઇ લાગી. બ્રહ્મદેવનું વરદાન છતાં, વાસનાનો અગ્નિ તેમને આપો-આપ જ બાળી મૂકશે એવી તેની આશા હતી. વ્યોમવિહારીની મુશ્કેલીઓ ભરેલી, અટપટી યોજનાઓમાં જે પરિશ્રમ અને ભય હતાં તેનાથી પણ તે અજાણ ન હતી. તેણે પોતાનો જ માર્ગ લેવાનો છેવટનો નિશ્ચય કર્યો, અને એ દિવસમાં જ વસંતની પૂર્ણિમાનો મહાન ઉત્સવ વ્યોમવિહારીએ લોકગણમાં ઉજવવાની શરુઆત કરેલી હતી તે પ્રસંગે પોતે ત્યાં જવાની હતી તે ખબર તેણે આડકતરી રીતે સુંદ અને ઉપસુંદને કાને પહોંચે એવી વ્યવસ્થા કરી; પોતે આતુરતાથી તેની રાહ જોવા લાગી.

---

૧૦

પૂર્ણિમા—અને તે પણ વસંતની પૂર્ણિમા આવી ! નગરજનોમાં તિલોત્તમા ઉત્સવ વખતે પહેલી જ વખત ભાગ લેવાની હતી તે ખબર પહોંચી ગઈ હતી. એટલે તેઓ અતિ ઉત્સાહમાં હતા. પૂર્ણિમાના શ્વેત સુરાપાન વડે ઉલ્લસતો પ્રાણનો મહાસાગર રસની ભરતીએ ચઢયો હતો. આખો નાગરિક સમૂહ નદી તીરે ઊર્મિઓની હારોહાર પેઠે આવજા કરતો હતો. કોઇક સ્થળે શાંત રેતાળ નદી તટ ઉપર મૌન સેવતું ટોળું ચંદ્રનું અને તેની જ્યોત્સ્નામાં સ્નાન કરી રહેલ સમસ્ત પ્રકૃતિનું દર્શન કરવામાં મુગ્ધ થયેલ હતું; અન્ય કોઇ ઠેકાણે વૃક્ષની છાયા ભેદીને પડતી જ્યોત્સ્નામાં દંપતી શાંત પ્રણયકૂજન કરી રહ્યાં હતાં; તો કોઇ સ્થળેથી મધુર સંગીતનો રવ, તાલ, લય અને વાદિત્ર સાથે પવનમાં વહી આવતો હતો. ઉત્સાહી સ્ત્રીઓ અને બાળકો જતાં આવતાં કોલાહલ કરતાં તે પણ રાજમાર્ગ ઉપર સંભળાતો. બાળકોની અને તોફાની કિશોરોની રમતનો કિલકિલાટ પણ એક બાજુએથી આવતો. ચકડોળો અને ગોળ ફરતી ચકડોળોમાં ચક્કર ફરતાં કે ઉપર નીચે ઝોલાં ખાતાં લોકો આનંદના નાદ કરતા હતા. એ આનંદથી પ્રફુલ્લ વાતાવરણમાં નાગરિકોમાં સારામાં સારા તો જ્યાં સ્ત્રીઓનો રાસ પ્રતિઉત્સવે થતો ત્યાં ભેગા થયા હતા. તિલોત્તમા તે સ્ત્રીઓમાં આજે હતી તેથી તેને નહિ જોયેલ જનગણ પણ ઉત્સુકતાથી ચારે બાજુ ભેગો થયલો હતો. સુંદ અને ઉપસુંદ અત્યારે વેશ

બદલીને આ જનમેદનીમાં આવ્યા હતા, કારણ કે તિલોત્તમા રાસમાં ઉતરવાની હતી એવી ખબર તેમને મળી હતી.

પુરસ્ત્રીઓનો ઉલ્લાસ, તેમના સંગીતથી ઉત્તજીત થયલો ભાવોન્માદ, ચંદ્રની જ્યોત્સ્નાને લીધે પ્રાણમાં પ્રદીપ્ત થતો આવેશ, સુંદરીઓનું અને તેમાં પણ તિલોત્તમાનું અનુપમ સૌન્દર્ય–વગેરેની અસર સુંદ ઉપસુંદ ઉપર માદક નીવડી. તિલોત્તમાની ચકોર દષ્ટિએ તેમને જનસમૂહમાં કયારનાયે પકડી પાડયા હતા. બન્ને જૂદા જૂદા–છેટા છેટા–હતા. એક બીજાની હાજરી વિષે જાણતા પણ હશે કે કેમ, તે કહેવું સંભવિત ન હતું.

તિલોત્તમાએ રાસની એક લીટી ઉપાડી—

"ઉગ્યું અંબુજ વિશ્વ સરોવરે !"—લીટી ઝીલાઈ. પરંતુ બીજી રમણીએ કહ્યું, "એ તો આગળ અમે ઝીલ્યું છે. કંઈક નવું ગાઓને."

તિલોત્તમાએ તેની માગણી સ્વીકારી રાસ બદલ્યો અને મધુર સરોદે આરંભ કર્યો—

"પ્રેમે મ્હેકે છે વિશ્વવાટિકારે લોલ !
પ્રેમે લ્હેકે છે વિશ્વગીત જો" પ્રેમે—

ગાતાં ગાતાં ગોળ ફરતાં સુંદ અને ઉપસુંદ બન્ને પ્રત્યે તેણે અર્થભર્યા દષ્ટિપાત ફેંકવા ચાલુ જ રાખ્યા હતા. બન્નેમાં ધુંધવાતો દાવાનળ તેની નેત્રવિદ્યુતે ભડકા કરી મૂકયો ! આતુરતાથી બન્ને સમારંભ પૂરો થવાની વાટ જોવા લાગ્યા.

રાત્રે એક વાગે સઘળાં વેરાવા લાગ્યાં ત્યારે તિલોત્તમા જનસમૂહની દષ્ટિમાંથી સરી જઈને એકલી રેતાળ નદીને કિનારે દૂર દૂર નીકળી ગઈ હતી. તેના ચકોર કાન બરાબર સાંભળી રહ્યા હતા. તેણે નદી કિનારેથી ગામ તરફ જવાની એક પગથી લીધી. જ્યાં રેતાળ કિનારો પૂરો થતો ત્યાં ઝાડની આછી એક હાર નદીને

કિનારે લાગેલી હતી. ત્યાં આવતાં જ બે બાજુના વૃક્ષોની પાછળથી બે માણસો ઉતાવળા તેના તરફ ધસી આવ્યા. "તિલોત્તમા!"– બન્નેના મુખમાં એક જ શબ્દ હતો. તે ઉભી રહી. બન્નેએ આવીને એનો એકેક હાથ લીધો. તેણે ભયથી કાંપતાં કહ્યું "તમે કોણ છો? આ શું?" એક બોલ્યો, "હવાઇ કિલ્લાઓ ચણવામાં–સૌન્દર્યની શોધમાં આયુષ્ય ક્યાં સુધી વીતાડવું છે? ક્યાં સુધી? તિલોત્તમા, જોબન ક્ષણિક છે. જીંદગી ભરનો લ્હાવો લઈએ!"

બીજો બોલ્યો—"આ કમળદંડ સરખા હાથ! આ સુંદર દેહલતા! અને (પોતાના તરફ દૃષ્ટિ કરી) આવો યાચક ફરી ક્યાં મળવાનો હતો?"

"મારા હાથ મૂકી દ્યો. હું આવીશ, પરંતુ મને લઈ જઇને શું કરશો?"

"હું તને સદાને માટે મારી કરીશ."

"સૌન્દર્ય ઉપર પણ મિલ્કતના હક્ક?" તેણે ખિન્ન થઇને પ્રશ્ન કર્યો?

બીજાએ કહ્યું—"હું તને મારા હૃદયની રાણી કરીને પૃથ્વીપતિની અર્ધી ગાદીની અધિકારિણી કરીશ."

"હું તને હૃદયની પટ્ટરાણી અને પૃથ્વીપતિની ગાદીની—

તેણે ઉપસુંદ પ્રત્યે જોયું. તેનાં નેત્રોમાં પ્રશ્ન હતો–"પૃથ્વીપતિ કોણ?" સુંદ પ્રત્યે એની એ દૃષ્ટિ ફેરવી તેણે પૂછ્યું–"મને તો આમાં કાંઇ સમજાતું નથી. તમે બે નક્કી કરો, પછી મને કાંઈ સૂઝે. પૃથ્વીપતિ કોણ?" "હું—" "હું—" બન્ને બોલી ઉઠયા; મ્યાનમાંથી તલવારો નીકળી. "કાંતો તું નહિ કાંતો હું નહિ"—એજ દૃઢ સંકલ્પ તેમને પ્રેરી રહ્યો. વાસનાના દાવાનળે બ્રહ્માનું વરદાન અને કલિનો શાપ બધું ભુલાવી દીધું. સુંદનો ઘા

ચૂકાવી ઉપસુંદે તેની કમ્મર ઉપર આડો તલવારનો ઝટકો કર્યો. ઢાલ આડી આવે તે પહેલાં જ તે તલવાર તેની કમ્મરને તથા આંતરડાને કાપીને નીકળી ગઈ; ઉપસુંદે જાણ્યું કે હવે તે પડશે. તે જરા અસાવધ થયો. પડતાં પડતાં સુંદે પોતાનો ઉગામેલો ઘા તેના માથા ઉપર છેવટનું જોર કાઢીને કર્યો ! તલવાર ઉપસુંદનું માથું કાપી કપાળના મધ્ય ભાગ સુધી ઉતરી ગઈ! બન્ને જણા મરણની વાટ જોતા પૃથ્વી પર પડયા.

ખૂબ આનંદમાં આવી ગયલી છતાં અંતરમાં ભયભીત થયેલી તિલોત્તમા એ દૃશ્ય જોતી હતી એટલામાં પાછળથી મીઠે અવાજે કોઈ બોલ્યું–" છેવટે શક દ્વીપનો કવિ સાચો ઠર્યો ! કેમ ? ક્રૌંચદ્વીપની સૌન્દર્યમૂર્તિનો અખંડ વિજય હો ! "

તિલોત્તમા પાછળ ફરી જુવે છે તો વ્યોમવિહારી નિર્ભયપણે છૂટીને તેની પાસે આવી પહોંચ્યો છે !

બધું ભાન ભૂલી તે તેની તરફ ઉત;વળી ઉતાવળી જઇ તેની સહાનુભૂતિની યાચના તથા કદર કરતું આલિંગન કરી રહી !

વ્યોમવિહારીયે તેના વિશાળ અને તેજસ્વી કપાળ ઉપર પોતાના હોઠ દાબ્યા. ક્ષણમાં છૂટાં પડી બન્ને સુંદ અને ઉપસુંદની પાસે આવ્યાં. જીવનની છેલ્લી લહરીઓ તેમના દેહમાંથી ઓસરતી હતી.

વ્યોમવિહારીએ તિલોત્તમા તરફ ફરીને કહ્યું–" હું ધારતો ન હતો કે આ કાર્ય આટલું બધું સહેલાઇથી પાર પડશે અને જગત આટલું સહેલાઇથી છૂટશે ! " " હું પણ નહોતી ધારતી " તિલોત્તમાએ નિરભિમાનપણે પ્રત્યુત્તર વાળ્યો.

" દિવ્ય સૌન્દર્યની લીલા જ અકળ છે ! તેને ધારણ કરનાર પણ તેની શક્તિથી અજાણ ! તેને અસવા જનાર પણ તેની શક્તિથી અજાણ ! તેનો પ્રયોગ કરનાર પણ તેની શક્તિથી

અજાણ! (પોતાના તરફ નજર કરી) તેનો ભક્ત પણ તેની શક્તિથી અજાણ! ભક્તોને આનંદની પરમાવધિ પ્રાપ્ત કરાવનાર સૌન્દર્ય! તું જ તારા ઉચ્છેદકમાં પણ અણુથીયે અણુતર થઇને પ્રવેશ કરે છે, અને તારા આનંદના ક્ષણિક સ્વરૂપના અગ્નિ વડે તેને બાળીને ભસ્મ કરે છે. તને અનેકાનેક વંદન હો!" કહેતો તે ઘુંટણીયે પડયો. તિલોત્તમા તેના હાથ ઝાલી ઉઠાડવા લાગી. રાત્રિયે એના ટકોરા થયા.



તિલોત્તમાએ દુનિયાને મુક્ત કરી તે માટે દેવતાઓએ સ્વર્ગમાં તેની સ્તુતિ કરી. તેનો ધ્વનિ છેક પૃથ્વી સુધી પહોંચ્યો અને જગતના લોકોએ પણ પોતાની નિદ્રામાં તે સાંભળ્યો.

### સ્તવન.*

" આવો આવોને સખીઓ આજ રસતાળી પાડી "–એ રાહ.

નહિ કુમારિકા, નવ માત, નહિ તું કુલની વધૂ,
સૌન્દર્યની દેવી અનુપ, નંદનવાસિની હે !



* જે " ઉર્બ્બશી " નામના મૂળ કાવ્યની છાયા ગરબીના ઢાળમાં ઉપર આપવામાં આવી છે તે મૂળકાવ્ય શ્રી. રવીન્દ્રનાથ ટાગોરનું છે. મૂળ કાવ્યની સુંદરતા અને ડોલન ગુજરાતીમાં ઉતારવાં અઘરાં છે; એટલે તેનો " ભાવાર્થ "જ માત્ર ગુજરાતીમાં રજુ કરવા પ્રયત્ન કર્યો છે. મૂળકાવ્ય:—

### ઉર્બ્બશી.

નૅા હો માતા, નૅા હો કૅાન્ના, નૅા હો બધૂ, સુંદરી રૂપશી,
હે નંદનબાશિની ઉર્બ્બશી !

શુભ ઉષા ઉગે અપરાજિતા જ્યમ દિગ્વસના
　　ઉદયાચલ કેરે શૃંગ, ત્યમ પ્રગટો જગમાં.
નહિ કલી, નહિ કો દિંટ, તોય કુસુમ ખીલે,
　　આપણુ થકી પ્રગટી આપ, પ્રફુલ્લ જગે વિલસો.
ખેલંતી જગને પ્રાણુ આદિ વસંત તણી
　　કાંઈ લહરી ચેતનવંત મંથિત સાગરની,
તેવે ઉદયાં શું સાગરે સ્થિત પદ્મદલે
　　દક્ષિણુ કર અમૃતપાત્ર, વિષઝારી વામે ?
(આંતરો) પડયો શાંત શો સમુદ્ર પાદપાર્શ્વે
શેષનાગ જાણે મંગમુગ્ધ થઇને
બધી ફેણા સંકેલી સૂતો શાંત-પ્રશાંત—
　　　　　નંદનવાસિની હે !



ઉષારૂ ઉદયશઁમા આનૅાગુંઠિતા ઍાનૅાગુંઠિતા
　　　　　તુમિ ઍાકુંઠિતા !
બ્રિંતહીન પુષ્પશમૅા આપનાતે આપની બિકશી
　　　કૅાબે તુમિ ફૂટિલે ઉર્બશી ?
આદિમ બૅાશંતા પ્રાતે ઉઠેછિલે મૅાંથિત શાગરે,
ડાનહાતે શુધાપાત્ર, બિષભાંડ લૅાયે બામકૅારે
તરૅાંગિતા મહાશિંધુ માત્રશાંત ભુજંગેર મોતો
પોડેછિલો પદૅાપ્રાંતે, ઉચ્છશિત ફના—લકખ-શૅાતો
　　　　　કૅાટિ ઍાબનતો.
કુન્દ શુભ્ર નગ્ન કાંતિ શુરેન્દ્રબન્દિતા
　　　　　તુમિ ઍાનિન્દિતા !

યુગ યુગાંતરોથી પ્રાણુ વિશ્વતણા ઝંખે
છો દયિતા દિવ્ય અનુપ, સુરનરવાંછિત હો !

મુનિજન ભાગે નિજ ધ્યાન, ધરે તપફલ ચરણે,
ઝૂલે ચંચલ યૌવનપૂર ત્રિભુવન તવ મટકે.

(આંતરો) તારા અંગની સુવાસ અંધ વાયુ.
વહે મત્ત થઇને ચો'દિશે ભમતો,

મધુમત્ત ભ્રમર ગુંજે લુબ્ધ ચિત્તે—
એવો લવતો ઉદ્દામ ગીતના સુરે કવિ—
નંદનવાસિની હે !

કરી નૂપુરનો ગુંજાર અંચલ ફરકાવી
સરી જાય અગમ્ય તું કયાંય ચંચલ વિદ્યુતશી.



જુગ જુગાન્તર હોં'તે તુમિ શુધુ બિશ્શેર પ્રેયશી
હે અઁાપૂર્ણ્ણશોભના ઉર્બ્બશી !

મુનિગૉન ધ્યેન ભાંગિ દેય પૉદે તપસ્યાર ફૉલ
તોમારિ કૉટાકખઘાતે ત્રિભુબૉન જૌબન ચૉંચલ
તોમાર મૉદિર ગૉન્ધ અઁાધ બાયુ બહે ચારિભિતે
મૉધુમૉત્ત ભ્રિંગ શમૉ મુગ્ધ કૉબિ ફિરે લુબ્ધ ચિત્તે

ઉદ્દામ શૉંગીતે શૉ.

નૂપુર ગુંજરિ જાઓ આકુલ—અઁાચલા

બિદ્યુત—ચૉંચલા !

સુરસભા વિષે હિલ્લોલ નૃત્ય કરો જ્યારે
પુલકભર, ઉર ઉલ્લાસ વિલોલ હિલ્લોલ હિંચી
(આંતરો) છંદે છંદે નાચે સિંધુદલતરંગો,
લીલાં સસ્યશોપે પુલકે ધરાઅંગો,
સ્તનમાળ આ તૂટી શું ?—ખરી પડતા તારા—
નંદનવાસિની હે !
દેખી તવ નૃત્ય વિલોલ નર હૃદયે નાચે,
ઊર્મિં કો રેલી રક્ત ચિત્તહર મદધેલી,
ને તૂટી પડે કટિમેખલા દિગંત વિષે,
અણુધારી કાંતિ અનુપ ઝગે, નિર્વસને !



શુર શભા તૉલે જ્એ ત્રિત્ય કૉરો પુલકે ઉલ્લશી
હે બિલોલ—હિલ્લોલ ઉર્ભ્અંશી !
છૅાંદે છૅાંદે નાચિ ઉઠે શિન્ધુમાઝે તૉરઁાગેર દૉલ,
શશ્યશીર્ષે શિહરિયા કાંપિ ઉઠે ધૉરાર્ ઑાચલ્—
તાઑ્મા સ્તનહાર હૉતે નભસ્તલે ખૉશી પૉડે તારા,
આકૉસ્સાત્ પુરૂષેર્ બૉકખો માઝે ચિત્ત આંત્તહારા
નાચે રૉકતધારા.
દિગૉન્તે મેખલા તૉલૉ ટુટે આચમ્બિતે
અયિ અશંવૃતે !

ઉદયગિરિને શૃંગ ઉદિત સ્વર્ગીય ઉષા !
તવ તનુકેરી તનિમા ધુવે જગ અશ્રુ ઝરી,
પદપાની તવ રંગાય ત્રિભુવન-ઉર-રકતે
દિવ્ય તૃષા જનમનમાં જાગે તવ દર્શન થાતે.
મુકતકબરી, દિગ્વસનધારી દેવી !
વિશ્વવાસના તણા પ્રફુલ્લ અંબુજે
પાદપદ્મ મૃદુભારયુકત રાખ્યો.
મનુ-માનસ-સ્વર્ગ વિષે અનંત સુરંગમયી !
હે દિવ્ય સકલ અમ સ્વપ્ન કેરી સંગિની !—
નંદનવાસિની હે !



શ્વાર્ગેર્ ઉદયાચોલે મૂર્તિમોતી તુમિ હે ઉષશી !
હે ભુબનમોહિની ઉર્બ્બશી !
જોગાતેર્ અશ્રુધારે ધૌત તોમા તોનુર્ તોનિમા,
ત્રિલોકેર્ રિદિ રોકતે આંકા તોમા ચોરનશોનિમા.
મુકતબેનિ બિબોશોને બિકશિતો બિશ્શબાશેનાર્
ઓરોબિંદો માઝખાને પાદપદ રેખેછો તોમાર્.
ઓતિ લોધુભાર્
ઓખિલો માનશશ્વોર્ગે ઓનન્તોરોંગિની.
હે શ્વપ્નશોંગિની !

× × ×

બ્રહ્મદેવના દ્વાર આગળ ચિત્રગુપ્ત દેવગણની પ્રાર્થના સાંભળી સંભ્રમમાં પડ્યો છે કે—"બ્રહ્મદેવને નિદ્રામાંથી જગાડવા કે નહિ ?"—

દેવતાઓ અગત્યની ખબર લઈને આવ્યા હતા.

ચિત્રગુપ્ત—"પણ હજી એમને વિશ્રામ લેવા સૂતે બે ઘડી તો થઈ પણ નથી, એટલામાં ?"

દેવતાઓ કાંઈ પણ બોલે એટલામાં બહારના અવાજથી જાગ્રત થઈ ગયલા બ્રહ્મદેવનો અવાજ અંદરથી આવ્યો—"કોણ છે એ ? ચિત્રગુપ્ત ! ઇન્દ્રાદિ દેવતાઓ આવ્યા છે કે ? (સ્વગત) બે ઘડીયે આરામ ન થયો ! હશે ! (ચિત્રગુપ્તને) એમને અંદર આવવા દે."

ચિત્રગુપ્ત અંદર જઈને—"મહારાજ ! બધી વિશ્વવ્યવસ્થા નવેસરથી કરવાની થઈ છે ! સુંદ અને ઉપસુંદ તો નાશ પામ્યા ! અને સાથે એમની બધી વ્યવસ્થાએ ગઈ !"

"હા, એવું કાંઇ સ્વપ્ન હું ઘડી પહેલાં જોતો હતો ખરો !" બ્રહ્મદેવ બોલ્યા, "આખરે તો બિચારા માનવીઓ કેની ? એમનું ગજું કેટલું ?"

---

# પરિશિષ્ટ

## બંગાળી ગીતનો ગદ્યાનુવાદ

"હે નન્દનવનની વાસિની તિલોત્તમા! તું કન્યા નથી, માતા નથી કે કુલવધૂ નથી. ઉષા જેમ દિગંબર સ્વરૂપે ઉદય પામે છે તેમ નરી સુન્દરતા રૂપે તું વિશ્વમાં પ્રગટે છે. કળી વિના જેમ કોઇ પુષ્પ પૂર્ણ પ્રફુલ્લિત થઇને સંપૂર્ણ સુન્દરતાની મૂર્તિ સમું પ્રગટ થાય તેમ આરંભની અપક્વ દશાઓનો અનુભવ કર્યા વિના જ–હે સૌન્દર્ય પ્રતિમા! તું પણ સંપૂર્ણ સૌન્દર્ય રૂપે ક્યારે પ્રગટ થઇ? (સૌન્દર્ય નિરપેક્ષ છે. સર્વે સંબંધોથી, તેનાં વ્યક્ત સ્વરૂપોથી સ્વતંત્ર છે–મુક્ત છે.)

વિશ્વના પ્રથમ વસંતની ઉષા ઉગી હતી; અને દેવ દાનવો મળીને સાગરનું મંથન કરી રહ્યા હતા. તેમાંથી–હે સુંદરી! તું પ્રગટ થઈ! ડાબા હાથમાં વિષપાત્ર–દક્ષિણ હસ્તમાં અમૃત કુંભ છે. મંત્રમુગ્ધ ભુજંગની પેઠે પોતાની ફીણવાળી હજારો ઊર્મિઓ રૂપી ફણાઓ નીચી કરીને સાગર તારા પાદપદ્મ આગળ શાન્ત થઈને પડયો છે. પરિશુદ્ધ સુવર્ણના જેવી તારી નગ્ન કાન્તિ તે સમયે કેવી શોભતી હતી? સુરેન્દ્ર તને વન્દન કરે છે–એવી હે સૌન્દર્યમૂર્તિ! તું સદા અનિન્દિતા છો! (અમૃત અને વિષ–બંને વિરોધી શક્તિઓ ધારણ કરનાર સૌન્દર્યમૂર્તિ દેવ દાનવોએ જીવનમંથન કર્યું તેને પરિણામે જીવનસાગરમાંથી ઉદય થયેલી છે.)

યુગ યુગાન્તરોથી–હે તિલોત્તમા! તું આ વિશ્વની પ્રેયસી છે. અપૂર્વ શોભાવાળી હે સુન્દરિ! મુનિગણ પોતાની તપસ્યાનો ભંગ કરીને તારે ચરણે તપનું ફલ ધરે છે; તારા કટાક્ષના આઘાતથી ત્રિભુવન યુવાવસ્થા પ્રાપ્ત કરી ચંચલ થઇ ઉઠે છે; આ મત્ત વાયુ ચારે દિશામાં તારો જ સુવાસ પ્રસારે છે. અને તારા જ રૂપથી મુગ્ધ થયેલ કવિ નશામાં ચકચૂર થયલા ભ્રમર પેઠે અંધ થઇને ચારે બાજુએ ઉદ્દામ સંગીત લલકારતો ભમે છે. નૂપુરનો ગુંજારવ કરતી

તથા આભૂષણો હલાવતી-ચંચળ તું વિદ્યુતની પેઠે ગતિ કરે છે. અર્થાત્, તારા નૂપુરનો ઝંકાર સાંભળીયે-ન સાંભળીયે, તારી સૌન્દર્ય-વિદ્યુતનું દર્શન કરીયે-ન કરીયે, એટલામાં તો તું અલોપ થઈ જાય છે! (માનવનો આત્મા સૌન્દર્યમૂર્તિ માટે ઝંખી રહ્યો છે. મુનિ લોકો પોતાનું કઠિન તપ પણ તેને અર્પણ કરવા તત્પર હોય છે. સર્વને એ દિવ્ય સૌન્દર્ય પ્રેરણા આપે છે અને, જાણે પ્રગટ છતાં અપ્રગટ હોય, તેમ વર્તે છે.)

સુર લોકના ઇન્દ્રસભા મંડપમાં જ્યારે ઉલટભેર તું નૃત્ય કરે છે ત્યારે-હે સુંદરિ! તારા પ્રત્યેક છંદને ઠેકે સાગરનું ઊર્મિદલ પણ નાચી ઉઠે છે; અને લીલાં કણસલાંવાળું પૃથ્વીદેવીનું અંચલ રોમાંચિત થઇ જાય છે; તારા હૃદયહારમાંથી તૂટી જઇને તારાઓ નભોમંડલમાં આવી પડે છે; અને પુરુષોના હૃદયમાં સમસ્ત અંતરને વલોવી નાંખે એવી રક્તની ધારાઓ જોસભેર વહે છે. તને આવરણ કરી રહેલ દિગન્તની મેખલાઓ ભગ્ન થાય છે-તૂટી જાય છે, હે દિગમ્બર સુંદરિ! (કોઈ વિશ્વસૌન્દર્યનું નૃત્ય વિશ્વમાં વિધવિધ ડોલનની ક્રિયાઓ કરી રહ્યું છે અને હૃદયમંથન કરે એવી તીવ્ર વાસનાને પ્રેરી રહ્યું છે.)

સ્વર્ગના ઉષ્યાચલ ઉપર મૂર્તિમાન ઉષા સમી હે સુંદરિ! હે ભુવનમોહિની તિલોત્તમા! તારા તનની સુંદરતા જગતના અશ્રુવડે ધોવાય છે! તારા ચરણનો અળતો ત્રણે લોકના રક્તથી અંકિત છે. છૂટા કેશવાળી, દિગંબરા, હે સૌન્દર્યદેવિ! તેં વિશ્વના વાસનારૂપી કમલમાં તારો પગ અતિલઘુ ભારપૂર્વક મૂકેલો છે. (અર્થાત્, વિશ્વવાસનામાં તું પ્રગટ થાય છે ત્યારે જગતને તેનો ભાર લાગતો નથી; કારણ કે, જગતને તેથી કોઇ નિરતિશય આનન્દ પ્રાપ્ત થાય છે.) અખિલ માનસરૂપી સ્વર્ગમાં હે સૌન્દર્યદેવિ! તું અનંત રંગવાળી-વિધવિધ સ્વરૂપો ધારણ કરનારી છે. હે સ્વપ્નાંઓની સહચરી!"

સમાપ્ત

# અમારાં પ્રકાશનો

## રાષ્ટ્રીય સાહિત્ય

| | | |
|---|---|---|
| આખરી ફેંસલો ભા. ૧–૨ | (ગાંધીજી) | ૧–૪–૦ |
| સંપૂર્ણ દારૂનિષેધ | ,, | ૦–૮–૦ |
| હિન્દુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ | (મૂળ લેખક : બી. ડી. બસુ–અનુ૦ ગોપાળદાસ પટેલ) | ૦–૮–૦ |
| બેવડું પાપ અને હિન્દુસ્તાનની પાયમાલી | ,, | ૦–૬–૦ |
| પ્લાસીનું યુદ્ધ | ,, | ૦–૪–૦ |
| બંગાળા બેહાલ | ,, | ૦–૭–૦ |
| સ્વરાજ્યનાં ગીતો | (સં૦ કલ્યાણજીભાઇ) | ૦-૧૦-૦ |
| ખેડૂતનો શિકારી | (જુગતરામ દવે) | ૦–૩–૦ |

## સામાજિક સાહિત્ય

| | | |
|---|---|---|
| ધૂમ્રશિખા | (સીતાદેવી ચટ્ટોપાધ્યાય) | ૧–૪–૦ |
| પરિણીતા | (શરદ્‌બાબુ) | ૦–૮–૦ |
| વિસર્જન | (રવીન્દ્રનાથ ટાગોર) | ૦–૬–૦ |
| સાચું જીવન | (મહાત્મા ટોલ્સ્ટોય) | ૦-૧૦-૦ |

## બાલ સાહિત્ય

| | | |
|---|---|---|
| ગોવિંદનું ખેતર અને બીજી વાતો | (ધૂમકેતુ) | ૦–૨–૦ |
| વીરાંગના અને બીજી વાતો | ,, | ૦–૨–૦ |
| દેશદેશની વીર કથાઓ (સચિત્ર) | (રમણલાલ નાનાલાલ) | ૦-૧૨-૦ |
| પા–પા–પગલી ,, | ,, | ૦–૬–૦ |
| બીલોરી પહાડ ,, | ,, | ૦–૩–૦ |
| દેશદેશની અદ્‌ભુત વાતો ,, | ,, | ૦-૧૦-૦ |
| કાગળપત્રો (સચિત્ર) | ,, | ૦–૩–૦ |



ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રોડ : અમદાવાદ